ॐ अर्हं श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

અનન્તલબ્ધિ નિધાનાય શ્રી ગૌતમસ્વામિને નમ

ચતુર્દશ પૂર્વધર શ્રુતકેવલિ શ્રીમદ્ ભદ્રબાહુસ્વામિપ્રણીત




# કલ્પસૂત્ર ભાષાંતર



પ્રકાશક

સુબોધભાઈ લાલભાઈ, પુષ્પાંજલી ફ્લેટ્સ, પાલડી, અમદાવાદ.

**પ્રકાશક :** શુભોમભાઈ લાલભાઈ
પુષ્પાંજલી ફ્લેટ્સ,
પાલડી, અમદાવાદ

**મુદ્રક :** રાજુભાઈ રી શાહ
ક્રેનીગેક પ્રિન્ટર્સ
ગાગુનાગકની પોળ, અમદાવાદ

# અનુક્રમણિકા

# નિવેદન

ગરમ શાસનપતી શ્રી શ્રીમદ ભગવાન મહાવીર પરમાત્માના પ્રાદુર્ભાવની, તથા જનપ્રબુદ્ધતા માટે તેમના પરિક્રમણની, અવર્ણનીય સરચના **'શ્રી કલ્પસૂત્ર'** ચૌદ પૂર્વધર શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામિએ રચેલ તે પર્યુષણાકલ્પ નામના દશાશ્રુતસ્કધનુ આઠમુ અધ્યયનમાથી પોતે બનાવ્યો છે, મૂળથીજ આ રચનાની સયોજના પ્રાકૃત અને સસ્કૃત ભાષામા હતી, પણ તેને લોકભોગ્ય બનાવવા, તથા તેના માહત્મય તથા મહિમાનો પ્રસાર થાય, અને સમાજની ધર્મરુચિ વિકસિત થાય એજ કારણસર પડિત **શ્રી ખીમવિજયજી** ગણિએ તેનું ગુજરાતીમા કલ્પસૂત્રની સરચનાને લોકસહજ બનાવી

પરમ પૂજ્ય શ્રી યોગનિષ્ઠ આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિશ્વરજી મહારાજના આજ્ઞાવર્તી પ. પૂ સાધ્વીજી પુન્યપ્રભાશ્રીજીની ઘણા સમયથી અભીપ્સા હતી કે કલ્પસૂત્રનુ વધુ–સરળ અને લોકભોગ્ય શૈલીમા નવ્ય સંસ્કાર કરવામાં આવે આજે પૂ સાધ્વીજી મહારાજશ્રીની મનોકામનાને સાકાર કરતા આનદની અનુભૂતી કરીએ છીએ

**પ્રકાશક**



પ પૂ આ શ્રી કીર્તિસાગર સૂરી મ સા



પપૂ આ શ્રીકૈલાસસાગરસૂરી મ સા



પ પૂ આ શ્રી સુબોધસાગર સૂરીમ સા



પ પૂ આ શ્રી મનોહર કીર્તિસાગર સૂરી મ સા

પ પૂ. યોગનિષ્ઠ આચાર્ય શ્રીમદ્ બુધ્ધિ-કીર્તિ-કૈલાસ-સુબોધ સાગર સૂરીશ્વરેભ્યો નમઃ

卐 卐 卐 卐 卐 卐 卐

પ.પૂ. યોગનિષ્ઠ આચાર્ય શ્રીમદ્ બુધ્ધિસાગર સૂરીશ્વરજી મ.સા.ના સમુદાયના

પૂ. સાધ્વીજી જયપ્રભાશ્રી મ.ની સહસ્રકુટ તપની

આરાધના નિમિત્તે તથા

પૂ. સાધ્વીજી જયપ્રભાશ્રી મ. તથા પૂ. સાધ્વીજી પુણ્યપ્રભાશ્રી મ.ના

૩૯ વર્ષના દીક્ષા-પર્યાયની અનુમોદનાર્થે

તરફથી ભેટ

સં. ૨૦૪૩

ॐ નમોऽર્હદ્ભ્યઃ ઐં નમઃ

# ચતુર્દશપૂર્વધર—શ્રુતકેવલિ—શ્રીમદ્—ભદ્રબાહુસ્વામિસમુદ્ધૃતમ્—

# શ્રીકલ્પસૂત્રમ્

ગુર્જર ભાષાન્તર સહિતમ્

## અથ પ્રથમં વ્યાખ્યાનમ્

કેવલજ્ઞાનથી પદાર્થોનો પ્રકાશ કરવામાં શ્રીમહાવીરસ્વામીને નમસ્કાર કરીને કલ્પસૂત્રનો સુંદર કાંઈક બાલાવબોધ કહીએ છીએ ॥૧॥

ચોમાસું રહેલા સાધુ મંગલિકને માટે પાંચ દિવસ શ્રી કલ્પસૂત્ર વાંચે. કલ્પ એટલે સાધુનો આચાર દસ પ્રકારે છે તે આ પ્રમાણે-અચેલક કલ્પ,[૧] ઉદ્દેશિક કલ્પ,[૨] શય્યાતર કલ્પ,[૩] રાજપિંડ કલ્પ,[૪] કૃતિકર્મ કલ્પ,[૫] વ્રત કલ્પ,[૬] જયેષ્ઠ કલ્પ,[૭] પ્રતિક્રમણ કલ્પ,[૮] માસ કલ્પ,[૯] અને પર્યુષણા કલ્પ,[૧૦] દસે કલ્પની વિસ્તારથી સમજણ—

૧ અચેલક કલ્પ-વસ્ત્રરહિતપણું. તીર્થંકરાશ્રિત અચેલક કલ્પ-તીર્થંકરો જ્યારે દીક્ષા લે છે ત્યારે ઈંદ્ર એક દેવદૂષ્ય વસ્ત્ર ભગવંતને ખભે મૂકે છે, તે દેવદૂષ્ય જ્યાં સુધી ભગવંતની પાસે હોય ત્યાં સુધી સચેલક કહેવાય, પણ જ્યારે તે વસ્ત્ર જાય ત્યારે અચેલક કહેવાય.

સાધુ આશ્રિત અચેલક કલ્પ-પહેલા તીર્થંકર શ્રીઋષભદેવ અને છેલ્લા તીર્થંકર શ્રીમહાવીર સ્વામીના સાધુ શ્વેત, પરિમાણવાળા અને જીર્ણપ્રાય વસ્ત્ર રાખે છે, તેથી તેઓ વસ્ત્ર રહિત હોવાથી તેમને અચેલક કલ્પ છે. શ્રી અજીતનાથ પ્રમુખ વચલા બાવીશ જીનના કોઈ કોઈ સાધુ બહુમૂલ્યવાળાં અને ભિન્ન ભિન્ન વર્ણવાળાં વસ્ત્રો રાખે છે, તથા કોઈ કોઈ સાધુ શ્વેત અને પરિમાણવાળાં વસ્ત્રો રાખે છે, તેથી તેઓને અચેલક કલ્પ અનિશ્ચિત છે. પહેલા અને છેલ્લા જીનના સાધુઓ શ્વેત, પરિમાણવાળાં અને જીર્ણપ્રાય વસ્ત્રો રાખે છે, તેથી તેમને તો અચેલક કલ્પ નિશ્ચિત છે અહીં કોઈ શંકા કરે કે—'પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓ વસ્ત્ર ધારણ કરે છે, છતાં તેમને અચલેક કેમ કહેવાય ?' તેનો ઉત્તર એ છે કે-તેમનાં વસ્ત્રો જીર્ણપ્રાય અને અલ્પ મૂલ્યવાળાં હોય છે, તેથી અચેલક એટલે વસ્ત્રરહિતજ કહેવાય છે, કારણ કે, તુચ્છ જીર્ણપ્રાય

વસ્ત્રો રહેતાં લોકોમાં અવસ્ત્રપણું પ્રસિદ્ધ રીતે કહેવાય છે. જેમ કોઈ ફક્ત પંચીઉં પહેરીને નદી ઉતર્યા હોય, તેઓ કહે છે કે 'અમે તો નગ્ન થઈને નદી ઉતર્યા.' વળી લોકો પાસે કપડા હોય છે, પણ તે તુચ્છ-પ્રાય હોય તો ધોબી દરજી અથવા વણકરને કહે છે કે–'અમોને અમારાં કપડાં આપ, અમે કપડાં વિનાના બેઠા છીએ.' એવી રીતે પહેલા અને છેલ્લા જીનના સાધુઓને વસ્ત્રો હોવા છતા અચેલકપણું કહ્યું છે ॥૧॥

૨. ઉદ્દેશિક એટલે આધાકર્મિક. કોઈ સાધુને નિમિત્તે અથવા સાધુના કોઈ સમુદાય નિમિત્તે આહાર પાણી વગેરે બનાવ્યું હોય, તે પહેલા અને છેલ્લા જીનના સાધુઓને કોઈને પણ ન કલ્પે. શ્રી અજીતનાથ પ્રમુખ બાવીશ જીનને વારે તો, જે સાધુ અથવા સાધુ સમુદાય નિમિત્તે આહાર પાણી વગેરે કર્યું હોય તે આહાર પાણી વિગેરે તે સાધુ અથવા સાધુ સમુદાયને ન કલ્પે, પણ બીજા સાધુને અથવા બીજા સાધુ સમુદાયને તો કલ્પે ॥૨॥

૩. શય્યાતર એટલે જે જગ્યાએ સાધુ ઉતર્યા હોય તે જગ્યાનો માલીક. તેનો આહાર[૧] પાણી[૨] ખાદિમ[૩] સ્વાદિમ[૪] વસ્ત્ર[૫] પાત્ર[૬] કંબલ[૭] ઓઘો[૮] સોય[૯] અસ્તરો[૧૦] નેરણી[૧૧] અને કાનખોતરણી[૧૨] એ બાર પ્રકારનો પિંડ સર્વ તીર્થંકરોના વારામા સર્વ સાધુઓને કલ્પે નહી કારણ કે–શય્યાતર જો રાગી થાય તો આહાર વિગેરેની સાધુ માટે જોગવાઈ રાખે, અને તેથી આહારાદિ અસૂઝતો મળે વળી સારો આહાર મળે તો સાધુ તે ઘર ન છોડે તથા લોકોમા એમ ઠસી જાય કે—સાધુને જે રહેવાની જગ્યા આપે તેજ આહાર પાણી વિગેરે આપે, તે ભયથી કોઈ ઉતરવાની જગ્યા ન આપે, ઈત્યાદિ ઘણા દોષનો સંભવ છે.

તેથી સાધુને શય્યાતરનો બાર પ્રકારનો પિંડ ન કલ્પે. એ બાર પ્રકારનો પિંડ ન લેવાથી લોકોમાં જૈન ધર્મની પ્રશંસા થાય કે—અહો ! જૈન સાધુઓ નિઃસ્પૃહી છે અને તેથી ઉતરવાની જગ્યા મળે પણ કોઇ ગામમા સાધુ ગયા હોય, ત્યા શ્રાવકનુ એકજ ઘર હોય, તો તે શ્રાવકને ઘેર સાધુ રાતના ચાર પહોર જાગતા રહે. પ્રભાતનુ પડિક્કમણુ–પડિલેહણુ બીજે સ્થાને કરે, તો તે શ્રાવક શય્યાતર કહેવાય નહી, એટલે તેના ઘરનુ આહાર પાણી વિગેરે કલ્પે, તેને ઘેરથી આહાર પાણી લે તો દોષ ન લાગે. શય્યાતરની પણ આટલી વસ્તુઓ સાધુઓને કલ્પે–તૃણ, માટીનું ઢેફું, રાખ, માત્રુ (પેશાબ) કરવાની કુંડી, પાટલો પાટ, પાટીયુ શય્યા, સંથારો, લેપ આદિક વસ્તુ, અને ચારિત્રની ઇચ્છાવાળો ઉપધિસહિત શિષ્ય ॥૩॥

૪ રાજપિંડ એટલે–સેનાપતિ, પુરોહિત શ્રેષ્ઠી પ્રધાન અને સાર્થવાહ સહિત રાજ્યાભિષેક કરેલ જે રાજા, તેનો આહાર[૧] પાણી[૨] ખાદિમ[૩] સ્વાદિમ[૪] વસ્ત્ર[૫] પાત્ર[૬] કંબલ[૭] અને રજોહરણ[૮] એ આઠ પ્રકારનો પિંડ પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુને કલ્પે નહી. કારણ કે, તેને ઘેર જતા આવતા સાધુને ખોટી થવું પડે, અને તેથી સ્વાધ્યાય–ધ્યાનમા વ્યાઘાત થાય. સાધુને અમંગલિક માને તો અપમાન કરે, શરીરે નુકશાન પણ કરે. વળી રૂપવતી સ્ત્રીઓ ઘોડા હાથી વિગેરે દેખી સાધુનું મન ચલિત થઈ જાય વળી લોકોમાં નિંદા થાય કે સાધુઓ રાજપિંડ લે છે ઈત્યાદિ ઘણા દોષોનો સંભવ છે, તેથી પહેલા અને છેલ્લા જીનના સાધુને રાજપિંડ કલ્પે નહી. પણ શ્રી અજીતનાથ વિગેરે બાવીશ જીનના સાધુને રાજપિંડ કલ્પે. કારણ કે, તેઓ ઋજુ એટલે સરલ સ્વભાવી અને પ્રાજ્ઞ એટલે બુદ્ધિમાન્–ડાહ્યા હોય છે, તેથી પૂર્વે કહેલા

દોષોનો તેમને અભાવ હોવાથી રાજપિંડ કલ્પે. પહેલા જીનના સાધુ ઋજુ અને જડ-મૂર્ખ હોય છે. તથા છેલ્લા જીનના સાધુ વક્ર એટલે વકા અને જડ-મૂર્ખ હોય છે, તેથી તેમને રાજપિંડ કલ્પે નહી ॥૪।

૫. કૃતિકર્મ એટલે વંદન. સર્વ તીર્થંકરના સાધુઓ દીક્ષાપર્યાયના ક્રમથી પરસ્પર વંદન કરે. પરંતુ સાધ્વી ઘણા વરસની દીક્ષિત હોય, અને સાધુ નવો દીક્ષિત હોય, તો પણ સાધ્વી સાધુને વાંદે કારણ કે-ધર્મમાં પુરુષ પ્રધાન છે. જો સાધુ સાધ્વીને વાંદે તો લોકમાં નિંદા થાય કે.-"જૈન ધર્મ તો ઉતમ છે, પણ તે ધર્મમાં વિનય નથી, કારણ કે સાધુ સાધ્વીને પગે લાગે છે" આવી રીતે ઘણા લોક કર્મ બાધે વળી સાધ્વી સ્ત્રીજાતિ હોવાથી તેને ગર્વ આવે કે, મને સાધુ પણ વાંદે છે ઇત્યાદિ ઘણા દોષનો સંભવ છે, તેથી આજના દીક્ષિત સાધુને પણ સાધ્વી વંદન કરે ॥૫॥

૬. વ્રત એટલે મહાવ્રત. પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુને પાંચ મહાવ્રત છે, પણ અજીતનાથ પ્રમુખ બાવીશ જીનના સાધુને ચાર મહાવ્રત હોય છે. તેમને મૈથુનવિરમણ નામના મહાવ્રતનો સમાવેશ પરિગ્રહવિરમણ મહાવ્રતમા જ થઈ જાય છે, કારણ કે-તેઓ ઋજુ અને પ્રાજ્ઞ હોવાથી જાણે છે કે-સ્ત્રી પણ પરિગ્રહન છે, તેથી પરિગ્રહનું પચ્ચક્ખાણ કરતાં સ્ત્રીનું પણ પચ્ચક્ખાણ થઈ જ ગયું. પણ પહેલા અને છેલ્લા તીર્થંકરના સધુઓ ઋજુ અને પ્રાજ્ઞ નહી હોવાથી તેમને તેવી બુદ્ધિ હોતી નથી, તેથી તેમને પાચ મહાવ્રત છે ॥૬॥

૭. જ્યેષ્ટ કલ્પ એટલે વૃદ્ધ–લઘુપણાનો વ્યવહાર. પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુની વડી દીક્ષાથી માંડીને વૃદ્ધ–લઘુપણાની ગણુના કરવી, અને અજીતનાથ વિગેરે વચલા બાવીશ તીર્થંકરના સાધુને તો અતિચાર રહિત ચારિત્ર હોવાથી દીક્ષાના દિવસથી માંડીને વૃદ્ધ–લઘુપણાની ગણુના કરવી. પિતા અને પુત્ર, રાજા અને પ્રધાન, શેઠ અને વાણોતર, માતા અને દીકરી, અથવા રાણી અને દાસી વિગેરે સંઘાતે યોગ વહન કરે. અને સંઘાતે વડી દીક્ષા લે તો તેમને ક્રમ પ્રમાણે વૃદ્ધ–લઘુ સ્થાપવા. પણ જો પુત્ર વડી દીક્ષા લેવાને યોગ્ય થયો હોય, પિતા ન થયો હોય, તો થોડા દિવસ વિલંબ કરીને પિતાને જ વૃદ્ધ સ્થાપવો. જો તેમ ન કરીએ, અને પુત્રને મોટો સ્થાપીએ, તો પિતાને અપ્રીતિ થાય. પણ જો તેઓમાં અભ્યાસ વિગેરેનું મોટું આતરું હોય, તો ગુરુમહારાજ પિતાને સમજાવે કે–'હે મહાભાગ્યવંત ! તમારો પુત્ર મોટો થશે તો તમોનેજ મોટાઈ છે, તમે કહો તો તમારા પુત્રને વડી દીક્ષા આપીએ'. એવી રીતે સમજાવવાથી જો રાજી-ખુશીથી રજા આપે તો પુત્રને વડી દીક્ષા આપી મોટો કરવો, પણ ના કહે તો તેમ કરવું નહીં. આવી રીતે રાજા અને પ્રધાન વિગેરે સર્વને માટે સમજવું ॥૭॥

૮. પ્રતિક્રમણ કલ્પ–શ્રી ઋષભદેવ અને શ્રી મહાવીરસ્વામીના સાધુઓને અતિચાર–દોષ લાગે અથવા ન લાગે તો પણ તેઓએ સવાર અને સાંજ એમ બન્ને વખત અવશ્ય પ્રતિક્રમણ કરવું. બાવીશ જીનના સાધુઓ અતિચાર લાગે તોજ પ્રતિક્રમણ કરે. વળી તે બાવીશ જીનના સાધુઓને કારણ હોય તો પણ દેવસી અને રાઈ એમ બેજ પ્રતિક્રમણ કરવાના હોય છે, તેમને પકુખી ચોમાસી અને સંવત્સરી પ્રતિક્રમણ કરવાના હોતાં નથી ॥૮॥

૯. માસ કલ્પ—પહેલા અને છેલ્લા જીનના સાધુઓને એકજ સ્થાને વધારેમાં વધારે એક માસ રહેવું કલ્પે. કારણ કે, તેથી વધારે વખત રહે તો ઉપાશ્રય ઉપર મોહ વધે, લોકમાં લઘુપણું પામે ઇત્યાદિ ઘણા દોષનો સંભવ છે. અને વિહાર કરવાથી ઘણા પ્રાણીઓને પ્રતિબોધ આપે, વિવિધ પ્રકારના દેશ દેખે, જ્ઞાન-વિજ્ઞાન વૃદ્ધિ પામે, ઇત્યાદિ ઘણો લાભ થાય. પરંતુ કદાચ દુષ્કાલ અશક્તિ રોગ વિગેરે કારણે માસ ઉપરાંત રહેવું પડે તો ઉપાશ્રય બદલે, ઉપાશ્રયના ખુણા બદલે, પણ માસ ઉપરાંત તેજ સ્થાને ન રહે. બાવીશ જીનના સાધુઓ તો સરલ અને પ્રાજ્ઞ હોય છે, તેથી ઉપર કહેલા દોષનો અભાવ હોવાથી તેમને માસલકલ્પ નથી ॥૯॥

૧૦. પર્યુષણા કલ્પ એટલે સાધુઓએ એક સ્થળે ચોમાસું કરવું. પર્યુષણા કલ્પ બે પ્રકાર છે—જઘન્ય અને ઉત્કૃષ્ટ. સંવત્સરી પ્રતિક્રમણથી માંડીને કાર્તિકચોમાસી પ્રતિક્રમણ પર્યંત સિત્તેર દિવસ સુધી રહેવું તે જઘન્ય પર્યુષણા કલ્પ, અને અસાઢચોમાસી પ્રતિક્રમણથી માંડીને કાર્તિકચોમાસી પ્રતિક્રમણ સુધી ચાર માસ રહેવું એ ઉત્કૃષ્ટ પર્યુષણા કલ્પ, એ બેઉ કલ્પ સ્થવિરકલ્પિને હોય, જીનકલ્પિને ઉત્કૃષ્ટ પર્યુષણા જે ચાર માસનો છે તે હોય છે વળી લાભાદિકને કારણે સાધુ એક સ્થાને છ માસ પણ રહે, તે આવી રીતે—ચોમાસા પહેલા માસ કલ્પ કરે, અને ચોમાસું વીત્યા પછી પણ માસ કલ્પ કરે, એમ છમાસી કલ્પ થાય. આ કલ્પ પણ સ્થવિરકલ્પીને સમજવો. આ પર્યુષણા કલ્પ પહેલા અને છેલ્લા જીનના સાધુ અવશ્ય કરે. પણ બાવીશ જીનના સાધુને પર્યુષણા કલ્પ અનિયત છે, કારણ કે તેઓ ઋજુ અને પ્રાજ્ઞ હોવાથી દોષોનો

અભાવ હોય તો દેશ ઉણી પૂર્વકોટિ સુધી એક સ્થાને રહે, અને દોષ હોય તો એક માસ પણ રહે નહીં ॥૧૦॥

એ દસ કલ્પ ઋષભદેવ અને મહાવીરસ્વામીના સાધુઓને નિયત જાણવા અજીતનાથ વિગેરે બાવીશ જીનના સાધુઓને વ્રત,[1] શય્યાતર[2], જ્યેષ્ટ[3], અને કૃતિકર્મ[4], એ ચાર કલ્પ નિયત જાણવા. અને અચેલક[1], ઉદ્દેશિક[2], પ્રતિક્રમણ[3], રાજપિંડ[4], માસ[5] તથા પર્યુષણા[6] કલ્પ, એ છ કલ્પ અનિયત જાણવા. તે પહેલા તથા છેલ્લા તીર્થંકરના સાધુઓમા અને બાકીના બાવીશ જીનના સાધુઓમા આ પમાણે આચારનો ભેદ હોવાનું કારણ જીવવિશેષો જ છે શ્રીઋષભદેવના તીર્થના જીવો સરલસ્વભાવી અને જડ છે તેથી તેમને ધર્મનુ જ્ઞાન દુર્લભ છે, શ્રી મહાવીરસ્વામીના તીર્થના જીવો વક્ર અને જડ છે, તેથી તેમને ધર્મનુ પાળવું દુષ્કર છે. બાવીશ જીનના તીર્થના જીવો સરલસ્વભાવી અને પ્રાજ્ઞ છે, તેથી તેમને ધર્મનું જ્ઞાન અને ધર્મનુ પાળવું એમ બન્ને સુકર-સહેલુ છે. આ પ્રમાણે હોવાથી પહેલા અને છેલ્લા જીનના સાધુઓનો તથા બાવીશ જીનના સાધુઓના આચારના બે ભેદ થયા છે. અહી તે બાબતના દ્રષ્ટાન્તો દેખાડે છે—

પહેલા તીર્થંકરના કેટલાએક મુનિઓ બહારની ભૂમિથી ગુરુ પાસે આવ્યા ગુરુએ તેમને પૂછ્યું કે –હે મુનિઓ ! આટલો બધો વખત તમે કયા રોકાયા હતા ?' ત્યારે તેઓએ કહ્યુ કે-'હે સ્વામી ! અમે નાચ કરતા એક નટને જોવા રોકાયા હતા.' ગુરુ મહારાજે કહ્યુ કે–એવી રીતે નટને જોવુ સાધુને કલ્પે નહી' ત્યારે તેઓએ કહ્યું કે બહુ સારું, અમે હવેથી નટોનો ખેલ જોશું નહી' એમ કહી તે અગીકાર કરી

વળી એક દહાડો તે જ સાધુઓ બહારથી ઘણી વેળાએ ઉપાશ્રયમાં આવ્યા, ત્યારે ગુરુએ આગળની પેઠે પુછવાથી તેઓએ કહ્યું કે–'હે સ્વામી ! અમે નાચતી એક નટીને જોવા રોકાયા હતા. ત્યારે ગુરુએ કહ્યું–'મહાનુભાવો ! તમોને તે દિવસે નટને જોવાની ના કહી હતી, તેથી નટીને જોવાનો નિષેધ જાણવો.' ત્યારે શિષ્યોએ કહ્યું કે–'હે પ્રભુ ! અમોને તે વાતનું જાણપણું નહોતું હવે ફરીને તેમ નહીં કરીએ. અહી તેઓએ જડ હોવાથી એમ ન જાણ્યું કે ગુરુ મહારાજે નટનો નિષેધ કર્યો તો નટીનો નિષેધ હોય જ, અને સરલ સ્વભાવી હોવાથી તેઓએ સરલ ઉત્તર આપ્યો. એમ પહેલુ દષ્ટાત જાણવું.

હવે બીજું દષ્ટાંત એવી રીતે કે–કોઈક કોંકણ દેશના વાણીયાએ ઘડપણમાં દીક્ષા લીધી. એક વખતે ઇર્યાવહીના કાઉસગ્ગમા તે ઘણો કાલ સુધી સ્થિર રહ્યો. તેણે કાઉસ્સગ્ગ પાર્યો ત્યારે ગુરુએ પૂછ્યું કે–'તમે આટલા બધા લાંબા કાઉસ્સગ્ગમા શું ચિંતવ્યું !' તેમણે કહ્યુ કે 'સ્વામી ! મેં તેમાં જીવદયા ચિંતવી, ગુરુએ પૂછ્યું કે 'તમે શી રીતે જીવદયા ચિંતવી ? તેણે કહ્યુ કે ''પહેલાં જ્યારે હું ગૃહસ્થાવાસમાં હતો ત્યારે મેં ખેતરમાંથી નકામા વૃક્ષ વિગેરેને કાઢી નાખી સારી રીતે ખેડીને ધાન્ય વાવ્યું હતું, અને તેથી ઘણુ નીપજ્યું હતું પણ હવે મારા પુત્રો નિશ્ચિત અને પ્રમાદી થઈને નકામા વૃક્ષ વિગેરેને ખેતરમાથી નહીં કાઢી નાખે, તથા સારી રીતે ખેડશે નહી તો ધાન્ય નહી નીપજવાથી તે બિચારાના શા હાલ થશે ? ગુરુ મહારાજે કહ્યું કે ''હે મહાનુભાવ ! આ તમે જીવદયા ચિંતવી ન કહેવાય, પણ જીવહિંસા ચિંતની. કારણ

કે, વૃક્ષો ઉખેડવામા તથા ખેતરને ખેડવામા ઘણા જીવોનો નાશ થાય છે, તેથી તમે દુર્ધ્યાન કર્યું' આમ ચિંતવવું સાધુને કલ્પે નહી'. એવી રીતે ગુરુ મહારાજના કહેવાથી તેણે 'મિચ્છામિ દુક્કડ' દીધું. અહી જડ હોવાથી તેણે એમ ન જાણ્યુ કે, આવી રીતે ચિંતવવું એ જીવદયા નહી પણ જીવહિંસા છે, અને સરલતાથી પોતાનું ચિંતવેલુ ગુરુ મહારાજને યથાસ્થિત કહી દીધુ.

વીરપ્રભુના તીર્થના સાધુઓના વક્ર અને જડપણાના બે દૃષ્ટાંતો નીચે મુજબ—

વીરપ્રભુના તીર્થના કેટલાએક સાધુઓ નટને નાચતો જોઇને, વિલંબથી ગુરુસમીપે આવ્યા. ગુરુએ તેમને પૂછ્યું, અને નટ જોવાનો નિષેધ કર્યો. વળી એક દિવસે નાચતી નટીને જોઇને, વિલંબથી ગુરુ સમીપે આવ્યા. ગુરુએ પૂછ્યુ ત્યારે પોતાના વક્ર સ્વભાવથી જૂઠા ઉત્તરો આપવા લાગ્યા. પછી ગુરુએ ઘણુ પૂછવાથી તેઓએ સત્ય વાત કરી. ગુરુ તેમને ઠપકો દેવા લાગ્યા ત્યારે ઉલટા તેઓ ગુરુને ઠપકો દેવા લાગ્યા કે તમોએ અમોને નટ જોવાનો તે દિવસે નિષેધ કર્યો, ત્યારે જ નટી જોવાનો પણ શા માટે નિષેધ કર્યો નહી! માટે આ દોષ તમારો જ છે, અમે શું જાણીએ!' આવી રીતે વક્રતાથી ઉત્તર આપ્યો. એમ પહેલું દૃષ્ટાંત જાણવું.

બીજું દૃષ્ટાંત એવી રીતે કે કોઈ એક વેપારીનો દીકરો દુર્વિનીત વક્ર અને જડ હતો. તેના પિતાએ ઘણી વખત શિખામણ આપી કે 'મા બાપ વિગેરે વડીલોના સામુ ન બોલવુ. એક દિવસે બધા ઘરનાં

માણસો બહાર ગયા હતા, ત્યારે તેણે વિચાર્યું કે "વારંવાર શિખામણ આપતા પિતાને આજે તો હું બરાબર શિખામણ આપું !" એમ વિચાર કરી ઘરનાં બારણાં અંદરથી બંધ કરીને પોતે અંદર ભરાઈ રહ્યો. પછી તેના પિતા વગેરે આવ્યા બાદ તેઓએ બારણું ઉઘાડવાનું ઘણું કહ્યું, છતાં તેણે કંઇ જવાબ પણ આપ્યો નહીં, તેમ બારણાં પણ ઉઘાડયાં નહીં. પછી તેના પિતા જ્યારે ભીંત ઓળંગીને જ્યારે અંદર ગયો ત્યારે તેણે પુત્રને હસતો જોયો, અને તેથી તેણે ઠપકો આપ્યો. ત્યારે તે કહેવા લાગ્યો કે તમો એ જ મને કહ્યું છે કે, વડીલોને સામો ઉત્તર ન દેવો !' એ પ્રમાણે બીજું દૃષ્ટાંત.

શ્રી અજિતનાથ વિગેરે બાવીસ તીર્થંકરના સાધુઓના ઋજુ અને જાણપણાનું દૃષ્ટાંત—

કેટલાએક અજિતજિનના સાધુઓ નટને જોઇને ઘણે કાળે આવવાથી, ગુરુ મહારાજે પૂછ્યું, ત્યારે તેઓએ જેમ હતું તેમ યથાસ્થિત કહી સંભળાવ્યું. ગુરુએ નટોનો નાચ જોવાનો નિષેધ કર્યો હતો. પછી એક દહાડો જ્યારે તેઓ બહાર ગયા ત્યારે નટીને નાચતી જોઇને પ્રાજ્ઞ હોવાથી વિચાર કરવા લાગ્યા કે-રાગના હેતુથી ગુરુ મહારાજે નટ જોવાનો આપણને નિષેધ કર્યો છે, ત્યારે નટી તો અત્યંત રાગનું કારણ હોવાથી નિષેધ હોવો જોઈએ" એમ વિચારીને તેઓએ નટીને જોઈ નહી.

હવે જે નિયત અવસ્થાનના લક્ષણવાળો સિત્તેર દિવસનો જઘન્ય પર્યુષણા કલ્પ કહ્યો તે પણ કારણના અભાવે જાણવો, પરંતુ કોઇ કારણ હોય તો તેની મધ્યમા પણ વિહાર કરવો કલ્પે. તે આવી રીતે

-અકલ્યાણ-વિપત્તિ હોય[૧], આહાર ન મળી શકે[૨], રાજા સાધુનો દ્વેષી હોય[૩], રોગનો ઉપદ્રવ હોય,[૪], સ્થંડિલની જગ્યા ન મળે[૫] સ્થંડિલની જગ્યા જીવાતવાલી હોય[૬], સાધુને ઉતરવાની જગ્યા જીવાતવાળી હોય[૭], કુંથુઆનો ઉપદ્રવ હોય[૮], અગ્નિનો ઉપદ્રવ હોય[૯], તથા જો સર્પનો ઉપદ્રવ હોય[૧૦], તો ચોમાસાની અંદર પણ વિહાર કરવો કલ્પે. વળી કોઇ કારણ હોય તો ચોમાસા ઉપરાત પણ સાધુઓએ રહેવુ કલ્પે. તે આવી રીતે વરસાદ વરસતો બંધ ન રહે, અને માર્ગ કીચડથી ચાલી શકાય તેવો ન હોય તો ઉત્તમ મુનિઓ કાર્તિક સુદ પુનમ પછી પણ રહે છે. વળી ઉપર જે અકલ્યાણ વિગેરે દશ દોષ કહ્યા, તે દોષનો અભાવ હોય, છતાં પણ સંયમના નિર્વાહ માટે ક્ષેત્રના ગુણ જોવા. ક્ષેત્ર ત્રણ પ્રકારનુ છે—જઘન્ય ઉત્કૃષ્ઠ અને મધ્યમ. જ્યાં જિનમંદિર નજીકમાં હોય[૧], સ્થંડિલની જગ્યા શુદ્ધ, જીવાત વિનાની અને કોઈની નજર ન પડે તેવી હોય[૨] સ્વાધ્યાય-ધ્યાન સુખથી થઈ શકે તેમ ન હોય[૩], અને ભિક્ષા સુલભ હોય[૪], આ ચાર ગુણ યુક્ત ક્ષેત્ર જઘન્ય કહેવાય. તે આવી રીતે-જ્યાં ઘણો કીચડ થતો ન હોય[૧], ઘણા સંમૂચ્છિંમ પ્રાણીઓ ન થતા હોય[૨] સ્થંડિલની જગ્યા નિર્દોષ હોય[૩], ઉપાશ્રય સ્ત્રીસંસર્ગાદિ રહિત હોય[૪] દૂધ દહીં ઘી વિગેરે ગોરસ ઘણુ મલતું હોય[૫], લોકોનો સમુદાય મોટો અને ભદ્રક હોય[૬] વૈદ્યો ભદ્રપ્રકૃતિ વાળા હોય[૭], ઔષધ સુલભ હોય[૮] ગૃહસ્થોના ઘર કુટુંબવાળા અને ધન ધાન્યાદિથી ભરેલા હોય[૯], રાજા ભદ્રક હોય[૧૦], બ્રાહ્મણ વિગેરે અન્ય મતવાળાઓ સાધુઓનુ અપમાન ન કરતા હોય [૧૧], ભિક્ષા સુલભ હોય[૧૨], અને સ્વાધ્યાય-ધ્યાન શુદ્ધ થઈ શકે તેમ હોય,[૧૩] એ તેર ગુણવાળું ક્ષેત્ર ઉત્કૃષ્ટ જાણવું. પૂર્વે કહેલા ચાર ગુણથી અધિક ગુણવાળુ અને

તેર ગુણથી ન્યૂન ગુણવાળું એટલે પાંચ ગુણવાળું, છ ગુણવાળું યાવત્ બાર ગુણવાળું ક્ષેત્ર મધ્યમ જાણવું. સાધુઓએ જોબની શકે તો ઉત્કૃષ્ટ ક્ષેત્રમા, તે ન મળે તો મધ્યમ ક્ષેત્રમાં, અને તે ન મળે તો જઘન્ય ક્ષેત્રમાં પર્યુષણાકલ્પ કરવો. પણ હાલના સમયમા તો ગુરુ મહારાજે આદેશ કરેલા ક્ષેત્રમાં સાધુઓએ પર્યુષણાકલ્પ કરવો.

આ દસ પ્રકારનો કલ્પ ત્રીજા ઔષધની પેઠે હિતકારી થાય છે. તે ત્રીજા ઔષધનું દષ્ટાંત—

કોઇ એક રાજાએ પોતાના પુત્રની અનાગત ચિકિત્સા માટે-રોગ ન આવ્યે છતે ભવિષ્યમા રોગ ન થાય એ હેતુથી ત્રણ વૈદ્યોને બોલાવ્યા. તેઓમાંથી પહેલા વૈદ્યે કહ્યુ કે-'મારું ઔષધ રોગ હોય તો તે રોગનો નાશ કરે છે, પણ જો રોગ ન હોય તો નવો રોગ ઉત્પન્ન કરે છે' રાજાએ કહ્યું કે-'સૂતેલા સિંહ જગાડવા સરખુ આ તારુ ઔષધ કાંઇ કામનુ નથી.' પછી બીજા વૈદ્યે કહ્યુ-'મારુ ઔષધ રોગ હોય તો તેનો નાશ કરે છે, અને રોગ ન હોય તો ગુણ અથવા દોષ કાંઇ કરતુ નથી.' રાજાએ કહ્યુ કે-'રાખમા ઘી નાખવા સરખા આ તારા ઔષધની પણ જરૂર નથી.' ત્યારપછી ત્રીજા વૈદ્યે કહ્યું કે-મારુ ઔષધ જો રોગ હોય તો તે રોગને હરે છે, અને રોગ ન હોય તો શરીરમા બળ વધારે છે, વીર્ય પુષ્ઠ કરે છે, અને કાન્તિની વૃદ્ધિ કરે છે' રાજાએ કહ્યું કે-'આ ઔષધ ઉત્તમ છે.' પછી એ ત્રીજા વૈદ્યનું ઔષધ કરાવ્યું, અને તે વૈદ્યનુ ઘણું સન્માન કર્યું. એ ત્રીજા ઔષધની પેઠે આ દસ કલ્પો પણ દોષ હોય તો તે દોષનો નાશ કરે છે, અને દોષ ન હોય તો ધર્મની પુષ્ટિ કરે છે.

જો કે સાધુઓ વિહાર કરે તો ઘણો લાભ થાય, પણ વરસાદના દિવસોમાં ઘણા જીવ ઉત્પન્ન થાય છે, અને તેથી તે જીવોની વિરાધના થાય, માટે જ વરસાદના ચાર માસ સાધુઓને એક સ્થાને રહેવાનું કહ્યુ

છે. શ્રીકૃષ્ણ મહારાજા, જે ત્રણ ખંડના ધણી હતા, તેઓ જો ચોમાસામાં સભા ભરીને બેસે તો તેમને નમન કરવા સોળ હજાર મુકુટબધ રાજાઓ, હાથી ઘોડા રથ પાલખી નોકર ચાકર વિગેરે પરિવારથી પરિવરેલા આવે અને જાય. તેમના આવવા જવાથી કુંથુઆ કીડી વિગેરે ઘણા જીવોનો ઘાત થાય તે ઘાત ન થાય માટે વરસાદના ચાર માસ કૃષ્ણ મહારાજા પોતાના મહેલમા રહેતા, પણ સભા ભરતા નહીં. એવી રીતે બીજા પણ ઉત્તમ પુરુષોએ ચોમાસામાં ઘણા સાવદ્ય વ્યાપાર કરવા નહીં, ચોમાસામાં બહુ દૂર જવું નહીં, તેમાં પણ સાધુઓએ તો ચોમાસામા વિશેષ પ્રકારે એક સ્થાને રહેવું.

ચોમાસુ રહેલા સાધુ પર્યુષણપર્વ આવે ત્યારે માંગલિકને માટે પાંચ દિવસ કલ્પસૂત્ર વાંચે જેમ–દેવોમાં ઈંદ્ર શિરોમણિ છે, તારાઓમાં ચંદ્ર, ન્યાયવાન્ પુરુષોમાં રામ, રુપવંતી સ્રીઓમાં રંભા, હાથીઓમા એરાવણ, વૃક્ષોમાં કલ્પવૃક્ષ, નૃત્યકળામાં મયૂર, તેજસ્વીમા સૂર્ય, સાહસિકોમાં રાવણ, સતીઓમાં રાજીમતી, વનમાં નંદનવન, કાષ્ટમાં ચંદન, પુષ્પોમા કમલ, તીર્થોમાં શત્રુંજય, ગુણોમાં વિનય, ધનુર્ધારીઓમાં અર્જુન, મંત્રોમાં નવકાર, બુદ્ધિમંતોમા અભયકુમાર, અને ઔષધોમાં અમૃત શિરોમણિપણાને ધારણ કરે છે, તેમ કલ્પસૂત્ર સઘળાં શાસ્રોમાં શિરોમણિ છે.

"અરિહંત પ્રભુથી બીજો પરમ દેવ નથી, મુક્તિથી બીજું પરમ પદ નથી, શ્રી શત્રુંજયથી બીજું પરમતીર્થ નથી, અને શ્રીકલ્પસૂત્રથી બીજું કોઈ ઉત્તમ શાસ્ર નથી."

આ કલ્પસૂત્ર સાક્ષાત્ કલ્પવૃક્ષ જ છે તેમાં વીરપ્રભુનું ચરિત્ર બીજરૂપે છે, પાર્શ્વનાથ પ્રભુનું ચરિત્ર અંકુરારૂપ છે, નેમિનાથપ્રભુનુ ચરિત્ર થડ રૂપ છે, ઋષભદેવ પ્રભુનું ચરિત્ર ડાળીઓરૂપ છે, સ્થવિરાવલી પુષ્પો રૂપ છે, સામાચારીનું જ્ઞાન એ સુગંધ છે, અને મોક્ષપ્રાપ્તિ રૂપ ફળ છે,

આ કલ્પસૂત્ર વાચવાથી, વાચનારને સહાય દેવાથી, કલ્પસૂત્રના સઘળા અક્ષરો સાંભળવાથી તથા વિધિ પૂર્વક તેનું આરાધન કરવાથી તે આઠ ભવની અન્દર મોક્ષ દેનાર થાય છે. વીરપ્રભુ ગૌતમસ્વામીને કહે છે કે-"હે ગૌતમ। જે માણસો જીનશાસનમા એકાગ્ર ચિત્તવાળા થઈને, પ્રભાવના અને પૂજામા તત્પર રહી, એકવીશ વાર કલ્પસૂત્રને સાભળે છે તેઓ આ ભવરૂપી સમુદ્રને તરી જાય છે."

એવી રીતે શ્રીકલ્પસૂત્રનો મહીમા સાભળીને, કષ્ટ અને ધનના ખર્ચથી સાધી શકાય એવા સંયમ તપસ્યા પૂજા પ્રભાવના વિગેરે ધર્મકાર્યોમાં આળસ ન કરવી, કારણ કે સર્વ સામગ્રી સહિત કલ્પસૂત્રનું શ્રવણ વાછિત ફળને આપનારુ છે. જેમ પાણી વાયુ તાપ વિગેરે સામગ્રી હોય તો જ બીજ ફલદાયક થાય છે તેમ આ કલ્પસૂત્ર પણ દેવ-ગુરુની પૂજા, પ્રભાવના, સાધર્મિકોની ભક્તિ વિગેરે સામગ્રી સહિત ઉપર કહેલા ફલના હેતુરૂપ થાય છે.

હવે વિશ્વાસી પુરુષના વચનમાં વિશ્વાસ આવે, તેથી આ કલ્પસૂત્ર બનાવનારનું નામ કહેવુ જોઈએ. આ કલ્પસૂત્રના રચનાર ચૌદ પૂર્વધારી યુગપ્રધાન શ્રી ભદ્રબાહુસ્વામી છે. તેઓએ પ્રત્યાખ્યાનપ્રવાદ નામના નવમા પૂર્વમાથી દશાશ્રુતસ્કંધ ઉદ્ધર્યો, તેનુ આઠમું અધ્યયન શ્રી કલ્પસૂત્ર છે. ચૌદ પૂર્વનું માન આ પ્રમાણે છે.—

પહેલુ પૂર્વ એક હાથી જેટલા મષીના ઢગલાથી લખી શકાય, બીજું બે હાથી જેટલાથી, ત્રીજુ ચાર હાથી જેટલાથી, ચોથુ આઠ હાથી જેટલાથી, પાંચમુ સોળ હાથી જેટલાથી, છઠ્ઠું બત્રીસ હાથી જેટલાથી, સાતમુ ચોસઠ હાથી જેટલાથી, આઠમુ એકસો અઠ્યાવીશ હાથી જેટલાથી, નવમું બસો છપ્પન હાથી જેટલાથી, દસમું પાંચસો બાર હાથી જેટલાથી, અગીયારમું એક હજાર ચોવીસ હાથી જેટલાથી, બારમુ બે હજાર અડતાલીશ હાથી જેટલાથી, તેરમું ચાર હજાર છન્નુ હાથી જેટલાથી તથા ચૌદમું આઠ હજાર એકસો અને બાણુ હાથી જેટલા મષીના ઢગલાથી લખી શકાય. ચૌદ પૂર્વ-સોળ હજાર ત્રણસો અને ત્યાસી હાથી પ્રમાણ મષીના ઢગલાથી લખી શકાય. તે ચૌદ પૂર્વના નામ અનુક્રમે આ પ્રમાણે છે-ઉત્પાદ[1], અગ્રાયણીય[2], વીર્યપ્રવાદ[3], અસ્તિપ્રવાદ[4], જ્ઞાનપ્રવાદ[5], સત્યપ્રવાદ[6], આત્મપ્રવાદ[7], કર્મપ્રવાદ[8], પ્રત્યાખ્યાન પ્રવાદ[9], વિદ્યાપ્રવાદ[10], કલ્યાણ[11], પ્રાણાયાગ[12], ક્રિયાવિશાલ[13], અને લોકબિંદુસાર[14], પુર્વ,.

કલ્પસૂત્ર ચૌદપૂર્વધારી મહાપુરુષ શ્રીભદ્રબાહુસ્વામીએ બનાવેલું હોવાથી પરમ માનનીય છે વળી કલ્પસૂત્રનો સંપૂર્ણ અર્થ તથા તેનુ માહાત્મ્ય કોઇ કહેવાને સમર્થ નથી. કહ્યુ છે કે—

"સર્વ નદીની વેળુ ભેગી કરીએ, અને સર્વ સમુદ્રનુ પાણી ભેગું કરીએ, તેના કરતાં પણ એક સૂત્રનો અર્થ અનંતગણો છે. જો મુખમા હજાર જીભ હોય, અને હૃદયમાં કેવળ જ્ઞાન હોય, તો પણ મનુષ્યો કલ્પસૂત્રનું માહાત્મય કહી શકે નહીં. 'કલ્પસૂત્ર મહાપુરૂષે કર્યું છે, તો પ્રાકૃતભાષામાં શા માટે કર્યું ?, એવી શંકા ન કરવી, કારણ કે મહાપુરૂષો પરોપકારી હોય છે, બાળક, સ્રી, થોડી બુદ્ધિવાળા, અને વૃદ્ધ પણ ભણી શકે માટે તીર્થંકર પ્રભુએ સિદ્ધાંત પ્રાકૃતમા કર્યાં છે.

કલ્પસૂત્રને વાંચવામાં તથા સાંભળવામાં મુખ્ય રીતે સાધુ-સાધ્વીઓ જ અધિકારી છે. તેમાં પણ યોગ વહન કરેલ સાધુઓને રાત્રે વાચવા-સાભળવાનો અધિકાર છે, અને સાધ્વીઓને નિશીથચૂર્ણિ વિગેરેમાં કહેલ વિધિ પ્રમાણે દિવસે સાભળવાનો અધિકાર છે પણ શ્રીવીરપ્રભુના નિર્વાણ પછી નવસો એશી વર્ષ ગયા બાદ, મતાતરે નવસો ત્રાણું વર્ષ ગયા બાદ, ધ્રુવસેન રાજાનો દીકરો મરણ પામવાથી શોકગ્રસ્ત થયેલા તે રાજાને સમાધિમા લાવવા માટે આનંદપુરમાં સભા સમક્ષ મહોત્સવપૂર્વક કલ્પસૂત્ર વાચવાનું શરૂ થયું. ત્યારથી માડીને ચતુર્વિધ સઘ શ્રીકલ્પસૂત્ર સાંભળવાને અધિકારી થયો, પણ વાચવાને તો યોગ વહન કરેલ સાધુ જ અધિકારી છે

હવે આ પર્યુષણ પર્વમા નીચે જણાવેલા પાંચ કાર્યો તો અવશ્ય કરવા-ચૈત્ય પરિપાટી, સમસ્ત સાધુઓને વદન, સાવત્સરિક પ્રતિક્રમણ, પરસ્પર સાધર્મિકને ખમાવવા અને અટ્ઠમનો તપ કરવો. તેમાં અટ્ઠમનો તપ મહાફલને દેનારો છે. માટે મુક્તિની સંપદાને ઈચ્છતા લોકોએ નાગકેતુની પેઠે તે તપ અવશ્ય કરવો.

## નાગકેતુની કથા

ચંદ્રકાંતા નામની નગરીમાં વિજયસેન નામે રાજા હતો. તે નગરીમાં શ્રીકાત નામનો વેપારી રહેતો હતો, તેને શ્રીસખી નામે સ્ત્રી હતી, તેણીને ઘણે ઉપાયે એક પુત્ર થયો. હવે પર્યુષણ પર્વ નજીક આવતાં કુટુબમાં સઘળા વાત કરે છે કે 'અમે અટ્ઠમ તપ કરશુ.' એવુ વચન સાભળી બાળકને જાતિસ્મરણ ઉત્પન્ન થયું, તેથી ધાવણો છતાં તે બાળકે અટ્ઠમનો તપ કર્યો. બાળકે ધાવવાનો ત્યાગ કર્યો. તે બાળક

નહીં ધાવવાથી આંસુડા પાડતી માતા શ્રીસખીએ પોતાના પતિ શ્રીકાંત આગળ વાત નિવેદન કરી. શેઠે વૈદ્યો તેડાવી ઘણા ઉપચાર કરાવ્યા, પણ બાળક ધાવતો નથી. કરમાઈ ગયેલા માલતીના પુષ્પની જેમ, તે બાળક નહીં ધાવવાથી મ્લાન થઈ ગયો. અનુક્રમે તે બાળકને મૂર્છા આવી, તેથી તેને મૃત્યુ પામેલો જાણી સગા-સબંધીઓએ તેને જમીનમાં દાટયો ત્યાર પછી પુત્રના દુઃખથી તેનો બાપ શ્રીકાંત પણ મરણ પામ્યો. તે નગરીના રાજા વિજયસેને બાપ અને દીકરો બંનેને મૃત્યુ પામેલા જાણી તેનુ ધન લેવા માટે પોતાના સુભટોને મોકલ્યા. હવે એટલામા તે બાળકના અટ્ઠમ તપના પ્રભાવથી ધરણેન્દ્રનું આસન કપ્યું, તેણે અવધિજ્ઞાનથી સઘળુ વૃત્તાત જાણ્યું. ત્યાર પછી ધરણેન્દ્રે આવીને ભૂમિમાં રહેલા તે બાળકને અમૃત છાંટી સ્વસ્થ કર્યો, અને પોતે બ્રાહ્મણનું રૂપ કરી, તેને ઘેરે આવી, ધન લેવા માટે આવેલા રાજાના માણસોને અટકાવ્યા. તે સાંભળી રાજા પણ તુરત આવ્યો, અને કહેવા લાગ્યો કે-'હે બ્રાહ્મણ! પરંપરાથી ચાલી આવતી રીત પ્રમાણે અમે અપુત્રીયાનું ધન ગ્રહણ કરીએ છીએ, તેને તું શા માટે અટકાવે છે?' ધરણેદ્રે કહ્યું કે- 'હે રાજન! શ્રીકાંતનો પુત્ર હજુ જીવે છે, તેથી તમે ધન કેવી રીતે ગ્રહણ કરી શકો?' રાજા વિગેરેએ પૂછયું કે શ્રીકાંતનો પુત્ર કેવી રીતે જીવે છે?, અને તે કયાં છે?, ત્યારે ધરણેન્દ્રએ તે બાળકને જમીનમાંથી જીવતો કાઢીને નિધાનની પેઠે દેખાડયો. બાળકને જીવતો દેખી સઘળાઓએ આશ્ચર્યચકિત થઈ પૂછયું કે-'હે સ્વામી આપ કોણ છો?' અને આ બાળક કોણ છે?' તેણે કહ્યુ કે હું નાગરાજ ધરણેન્દ્ર છુ, અટ્ઠમનો તપ કરનાર આ મહાત્માની સહાય માટે આવ્યો છું' ત્યારે રાજાદિકે પૂછયું કે-'હે

સ્વામી ! આ બાળકે જન્મતાં જ અટ્ઠમનો તપ કેમ કર્યો ?" ધરણેન્દ્રે કહ્યું કે–'હે રાજન્ ! આ બાળક પૂર્વ ભવમાં કોઈ વણિકનો પુત્ર હતો, બાલ્યાવસ્થામા જ તેની માતા મરણ પામી હતી અને તેથી તેની સાવકી માતા ઘણુ દુઃખ દેતી. એક વખતે તેણે પોતાના મિત્રને પોતાનું દુખ કહી સંભળાવ્યું. મિત્રે ઉપદેશ આપ્યો કે–'ભાઈ ! તે પૂર્વજન્મમાં તપ કર્યો નથી, તેથી તારે આવી રીતે પરાભવ પામવો પડે છે.' ત્યાર-પછી તેણે યથાશક્તિ તપ કરવા માંડ્યો. એક દિવસ તેણે મનમાં વિચાર કર્યો કે–આવતા પર્યુષણ પર્વમાં અટ્ઠમનો તપ અવશ્ય કરીશ' એમ વિચારી તે એક ઘાસની ઝુંપડીમા સૂતો. આ વખતે તેની સાવકી માતાએ અવસર મળવાથી નજીકમાં સળગતા અગ્નિમાંથી એક તણખો લઈ તે ઝુંપડીમાં નાંખ્યો, તેથી તે ઝુંપડી સળગી ઉઠવાથી તે પણ બળીને મરણ પામ્યો, અને અટ્ઠમના ધ્યાનથી તે આ શ્રીકાંત શેઠનો પુત્ર થયો, અને તેથી તેણે પૂર્વજન્મમાં ચિંતવેલો અટ્ઠમ તપ હમણાં કર્યો. આ મહાપુરૂષ લઘુકર્મી છે, વળી આ ભવમાં જ મોક્ષગામી છે, માટે તમારે તેને પ્રયત્નપૂર્વક પાળવો. વળી આ મહાત્મા તમોને પણ મહાન ઉપકાર કરનારો થશે.

એ પ્રમાણે કહી નાગરાજ ધરણેન્દ્રે પોતાનો હાર તે બાળકના કંઠમાં નાખી પોતાને સ્થાનકે ગયો. ત્યાર પછી સગાઓએ શ્રીકાંતનુ મૃતકાર્ય કરીને તે બાળકનું નામ 'નાગકેતુ' પાડ્યું. પછી અનુક્રમે તે બચ-પણથી જ જિતેન્દ્રિય થઈને પરમ શ્રાવક થયો.

એક દિવસ વિજયસેન રાજાએ એક માણુસને ચોર નહીં છતાં તેના ઉપર ચોરીનું કલંક મેલી મારી નાખ્યો. તે મરીને વ્યંતર થયો. તે વ્યંતરે પૂર્વભવના વૈરથી સમગ્ર નગરનો નાશ કરવા એક શીલા રચી. અને રાજાને લાત મારી લોહી વમતો સિંહાસન ઉપરથી ભૂમિ ઉપર નાખ્યો. તે વખતે નાગકેતુએ વિચાર્યું કે હું જીવતો છતાં આવી રીતે સંઘના અને જિનમંદિરના નાશને કેમ જોઇ શકું ?' એમ વિચારી તેણે પ્રાસાદના શિખર ઉપર ચડીને શિલાને હસ્ત વડે ધારી રાખી. ત્યારે તે વ્યંતર પણ નાગકેતુની તપશક્તિને સહન નહી કરી શકવાથી શિલા સંહરીને નાગકેતુને નમી પડ્યો, તથા તેના કહેવાથી રાજાને પણ ઉપદ્રવ રહિત કર્યો. હવે એક વખતે નાગકેતુને જિનેશ્વર પ્રભુની પૂજા કરતા પુષ્પની અંદર રહેલો સર્પ ડંખ્યો, છતાં પણ વ્યગ્ર ન થતા શુભ ભાવના ઉપર ચડ્યો. ભાવના ભાવતા તેને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું પછી શાસન દેવતાએ આપેલા મુનિવેષને ધારણ કરી તેણે ઘણો કાળ વિહાર કર્યો એવી રીતે નાગકેતુની કથા સાંભળીને બીજાઓએ પણ અટ્ઠમ તપમાં યત્ન કરવો. ઇતિ નાગકેતુ કથા. હવે આ કલ્પસૂત્રમા ત્રણ વિષય કહેવાના છે તે નીચે પ્રમાણે—

"શ્રીઋષભદેવ અને શ્રીમહાવીરસ્વામીના સાધુઓનો એ આચાર છે કે-વરસાદ થાઓ અથવા ન થાઓ, પણ પર્યુષણ અવશ્ય કરવા, અને પર્યુષણ પર્વમાં કલ્પસૂત્ર વાચવું. વળી શ્રીવર્ધમાન સ્વામીના તીર્થમાં

કલ્પસૂત્ર વાંચવું એ મંગલિકનું કારણ છે, કારણ કે આ કલ્પસૂત્રમાં જીનેશ્વરોનાં ચરિત્રો, ગણધર વિગેરેની સ્થવિરાવલી, અને સાધુઓની સામાચારી એ ત્રણ અધિકાર કહેલા છે.

તેમા પ્રથમ અધિકારમાં જીનેશ્વરોના ચરિત્રને વિષે આસન્ન ઉપકારી હોવાથી પહેલાં શ્રીમહાવીરસ્વામીનુ ચરિત્ર કહેવા છતા ભદ્રબાહુસ્વામી મંગલને માટે પંચ પરમેષ્ઠી નમસ્કાર ભણે છે—

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં. નમો ઉવઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં ॥
એસો પંચનમુક્કારો, સવ્વપાવપણાસણો । મંગલાણં ચ સવ્વેસિં પઢમ હવઈ મંગલં ॥

અરિહંત પરમાત્માને નમસ્કાર થાઓ. સિદ્ધ પરમાત્માને નમસ્કાર થાઓ. આચાર્ય મહારાજને નમસ્કાર થાઓ. ઉપાધ્યાય મહારાજને નમસ્કાર થાઓ. લોકમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર થાઓ. એ પાચ નમસ્કાર સર્વ પાપના નાશ કરનાર છે અને સર્વ મંગલમાં પ્રથમ મંગલ છે.

તે કાલ અને તે સમય એટલે આ અવસર્પિણીના ચોથા આરાને છેડે મહા તપસ્વી ભગવંત મહાવીરને ઉત્તરાફલ્ગુની નક્ષત્રને વિષે પાચ વાના થયાં તે આ રીતે ૧ ઉત્તરાફલ્ગુની નક્ષત્રને વિષે ભગવાન્ આણત નામના દસમા દેવલોકથી ચ્યવ્યા, ચ્યવીને ગર્ભમાં ઉપન્યા. ૨ ઉત્તરાફલ્ગુની નક્ષત્રમા દેવાનંદાના ગર્ભમાંથી ત્રિશલાના ગર્ભમા મુકાયા. ૩ ઉત્તરાફલ્ગુની નક્ષત્રમાં જન્મ્યા.

૪ ઉત્તરાફલ્ગુની નક્ષત્રમાં મુંડ થઈને, એટલે-દ્રવ્યથી કેશનો લોચ કરીને અને ભાવથી રાગ-દ્વેષને મૂકીને, ઘરમાથી નીકળી સાધુપણાને પામ્યા-દીક્ષા લીધી વળી ૫ ઉત્તરાફલ્ગુની નક્ષત્રમાં ભગવાન્ મહાવીર

સ્વામીને અનંત વસ્તુના વિષયવાળું, અનુપમ, કોઈ પણ વસ્તુ વડે વ્યાઘાત એટલે સ્ખલના ન પામે તેવું સમસ્ત આવરણ રહિત, સઘળાં પર્યાય સહિત સર્વ વસ્તુને જણાવનારું, પરિપૂર્ણ એટલે સઘળા અવયવોથી સંપૂર્ણ, એવા પ્રકારનું પ્રધાન કેવલજ્ઞાન અને કેવલદર્શન ઉપન્યું. ભગવાન્ મહાવીરસ્વામી સ્વાતિ નક્ષત્રમાં મોક્ષે ગયા.

તે કાલે અને તે સમયે શ્રવણ ભગવાન મહાવીર જે તે ગ્રીષ્મકાળનો ચોથો માસ, ગ્રીષ્મ કાળનું આઠમું પખવાડીયું તે અસાઢ માસના શુકલ પખવાડીયાની છઠની રાત્રિને વિષે જ્યાં મહાન વિજય છે એવા તથા બીજાં શ્રેષ્ઠ વિમાનોમાં શ્વેત કમલ જેવા અર્થાત અત્યંત શ્રેષ્ઠ એવા પુષ્પોત્તર નામના મહાવિમાન થકી, તે વિમાન કેવુ છે ?– જ્યાં દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ સાગરોપમ હોય છે, ભગવંતની પણ ત્યાં તેટલી સ્થિતિ હતી, એવા તે પુષ્પોત્તર વિમાન થકી દેવ સંબંધી આયુષ્યનો ક્ષય થતાં, દેવ સંબંધી ગતિ નામ કર્મનો ક્ષય થતા અને વૈક્રિય શરીરની સ્થિતિનો ક્ષય થતાં આંતરા વિના ચ્યવન કરીને આ જ જંબુ દ્વીપ નામના દ્વીપને વિષે ભરતક્ષેત્રમાં દક્ષિણાર્ધ ભરતને વિષે આ અવસર્પિણીમાં સુષમસુષમા નામનો ચાર કોડાકોડી સાગરોપમના પ્રમાણવાળો પહેલો આરો, સુષમા નામનો ત્રણ કોડાકોડી સાગરોપમના પ્રમાણવાળો બીજો આરો સુષમદુષમા નામનો બે કોડા કોડી સાગરરોપમના પ્રમાણવાળો ત્રીજો આરો, અને દુષમસુષમાં નામનો બેતાલીસ હજાર વર્ષ ઊણી એક કોડા કોડી સાગરરોપમના પ્રમાણવાળો ચોથો આરો ઘણો ખરો ગયા બાદ,, ચોથો આરો કેટલો બાકી રહેતાં ? તે કહે છે–ચોથા આરાના પચોતેર વરસ અને સાડા આઠ માસ બાકી રહેતાં ઇક્ષ્વાકુ કુલમાં ઉત્પન્ન થયેલા અને કાશ્યપગોત્રવાળા એકવીસ તીર્થંકરો.

તથા હરિવંશકુલમાં ઉત્પન્ન થયેલા ગૌતમ ગોત્રવાળા શ્રીમુનિસુવ્રતસ્વામી તથા શ્રીનેમિનાથજી એ બે તીર્થંકરો એવી રીતે ઋષભ દેવથી આરંભીને પાર્શ્વનાથ પર્યંત ત્રેવીસ તીર્થંકરો થયા બાદ "છેલ્લાતીર્થંકર મહાવીર થશે" એ પ્રમાણે પૂર્વના જિનેશ્વરોથી કહેવાયેલા એવા, છેલ્લા તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીર બ્રાહ્મણકુંડગ્રામ નામના નગરમાં કોડાલગોત્રના ઋષભદત્ત નામના બ્રાહ્મણની ભાર્યા, જાલંધર ગોત્રની દેવાનંદા નામે બ્રાહ્મણીની કુખને વિષે, મધ્યરાત્રિને વિષે ઉત્તરફાલ્ગુની નક્ષત્રને વિષે, ચંદ્રનો યોગ પ્રાપ્ત થતાં દેવસંબંધી આહારનો દેવસંબંધી ભવનો દેવસંબંધી શરીરનો ત્યાગ કરીને તે દેવાનંદાની કુખને વિષે ગર્ભપણે ઉત્પન્ન થયા ॥ ૨ ॥

શ્રમણ ભગવાન મહાવીર મતિ શ્રુતિ અને અવધિ એ ત્રણ જ્ઞાન સહિત હતા. પોતાનું દેવવિમાનમાંથી ચ્યવન થવાનું હતું ત્યારે હું આ દેવવિમાનમાંથી ચ્યવીશ' એ પ્રમાણે જાણે છે. 'હુ ચ્યવું છું' એ પ્રમાણે ન જાણે; કારણ કે વર્તમાનકાળ એક સમયનો-સૂક્ષ્મ છે. 'હુ ચ્યવ્યો એ પ્રમાણે જાણે છે ॥ ૩ ॥

જે રાત્રિને વિષે શ્રમણ ભગવાન મહાવીર જાલંધર ગોત્રની દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિને વિષે ગર્ભપણે આવ્યા,

તે રાત્રિને વિષે તે દેવાનંદા બ્રાહ્મણી શય્યાને વિષે કાંઇક ઉંઘતી અને કાંઇક જાગતી, એટલે અલ્પ નિંદ્રા કરતી છતી આગળ કહેવાશે એવા સ્વરૂપના પ્રશસ્ત, કલ્યાણના હેતુરૂપ, ઉપદ્રવોને હરનારા, ધનના

હેતુરૂપ, મંગલ કરનારા અને શોભા સહિત ચૌદ મહાસ્વપ્ન દેખીને જાગી. તે આ પ્રમાણે—

હાથી, વૃષભ, સિંહ લક્ષ્મી પુષ્પની માલા, ચન્દ્ર, સૂર્ય ધ્વજા, કલશ પદ્મ સરોવર, સમુદ્ર દેવવિમાન અથવા ભવન; જે તીર્થંકરનો જીવ સ્વર્ગમાંથી આવે તેમની માતા દેવવિમાન જુએ, અને જે તીર્થંકરનો જીવ નરકમાંથી આવે તેમની માતા ભવન જુએ રત્નનો રાશિ, અને નિર્ધૂમ અગ્નિ ॥ ૪ ॥

ત્યાર પછી તે દેવાનંદા બ્રાહ્મણી આવા સ્વરૂપના પ્રશસ્ત, કલ્યાણકારી ઉપદ્રવોને હરનાર, ધનના હેતુરૂપ મંગલકારી અને શોભા સહિત ચૌદ મહાસ્વપ્નને દેખીને જાગી છતાં વિસ્મય પામેલી, સંતોષ પામેલી ચિત્તમાં આનંદિત થયેલી, પ્રીતિયુક્ત મનવાળી પરમ સંતુષ્ટ ચિત્તવાળી, હર્ષના વશથી ઉલ્લસિત હૃદયવાળી, મેઘની ધારાથી સિંચાએલા કદંબના પુષ્પની જેમ જેણીની રોમરાજી વિકસિત થઈ છે એવી સ્વપ્નાઓનું સ્મરણ કરવા લાગી સ્વપ્નાઓનું સ્મરણ કરીને શય્યા થકી ઉઠે છે. ઉઠીને મનની ઉતાવલ રહિત સ્ખલના રહિત અને વચમાં કોઈ ઠેકાણે વિલંબ રહિત એવી રાજહંસ સદૃશ ગતિ વડે, જ્યાં ઋષભદત્ત બ્રાહ્મણ છે, ત્યાં આવે છે આવીને ઋષભદત્ત બ્રાહ્મણને જય અને વિજય વડે વધાવે છે પોતાના દેશમાં જય, અને પારકા દેશમાં વિજય કહેવાય. વધાવીને ઉત્તમ સિંહાસન પર બેસી, શ્રમને દૂર કરી, ક્ષોભ સહિત થઈ, સુખ-સમાધિથી ઉત્તમ આસન પર બેઠી ત્યાર પછી બે હાથ જોડી, દસ નખ ભેગા કરી, મસ્તકે આવર્ત કરી, મસ્તકે અંજલી જોડીને આ પ્રમાણે બોલી—॥ ૬ ॥

હે દેવાનુપ્રિયા ! હુ આજે શય્યાને વિષે કાંઈક ઉંઘતી અને કાંઈક જાગતી એટલે અલ્પ નિદ્રા કરતી હતી. આવા પ્રકારના પ્રશસ્ત યાવત્ શોભા સહિત ચૌદ મહાસ્વપ્ન દેખીને જાગી ॥ ૬ ॥ તે આ રીતે– હાથીથી માડી નિર્ધૂમ અગ્નિ સુધી ચૌદ મહાસ્વપ્ન કહી સભળાવ્યા ॥ ૭ ॥

હે દેવાનુપ્રિયા ! આ પ્રશસ્ત ચૌદ મહાસ્વપ્નોનો કલ્યાણકારી શુ ફલવિશેષ તથા વૃત્તિવિશેષ થશે ? તેનો હુ વિચાર કરુ છુ પુત્રાદિનો લાભ તે ફલ કહેવાય, અને આજીવિકાનો ઉપાય તે વૃત્તિ કહેવાય ત્યાર પછી તે ઋષભદત્ત બ્રાહ્મણ દેવાનદા બ્રાહ્મણીની પાસે આ અર્થ સાભળીને તથા મનથી અવધારીને વિસ્મિત થયેલો, યાવત્ હર્ષના વશથી ઉલ્લસિત હૃદયવાળો મેઘધારાથી સિંચાએલા કદબના પુષ્પની જેમ જેની રોમરાજી વિકસિત થયેલ છે એવો સ્વપ્નાઓને ધારે છે.

ધારીને અર્થની વિચારણા કરે છે અર્થની વિચારણા કરીને પોતાની સ્વાભાવિકમતિપૂર્વક[1] બુદ્ધિ[2] અને વિજ્ઞાન[3] વડે તે સ્વપ્નાઓના અર્થનો નિર્ણય કરે છે. અર્થનો નિર્ણય કરીને દેવાનદા બ્રાહ્મણીને આ પ્રમાણે કહ્યુ—॥૮॥

હે દેવાનુપ્રિયા ! તે પ્રશસ્ત સ્વપ્ન દેખ્યા છે કલ્યાણરૂપ, ઉપદ્રવોને હરનાર, ધનના હેતુરૂપ, મગલરૂપ, શોભાસહિત આરોગ્ય, સતોષ લાંબુ આયુષ્ય, કલ્યાણ અને વાછિત ફલનો-લાભ કરનારા એવા હે દેવાનુપ્રિયા તે સ્વપ્ના દેખ્યા છે. હવે તે સ્વપ્નાઓનુ ફલ કહે છે, તે જેવી રીતે હે દેવાનુપ્રિયા ! અર્થનો

લાભ થશે દેવાનુપ્રિયા! ભોગનો લાભ થશે. દેવાનુપ્રિયા! પુત્રનો લાભ થશે દેવાનુપ્રિયા! સુખનો લાભ થશે હે દેવાનુપ્રિયા! નિશ્ચયથી તુ નવ માસ પૂરેપૂરા સંપૂર્ણ થયા બાદ અને સાડા સાત દિવસ ગયા બાદ, આવા પ્રકારના પુત્રને જન્મ આપીશ કેવા પ્રકારના પુત્રને? તે કહે છે- જેના હાથ અને પગ સુકોમળ છે જેના શરીરની પાંચે ઈંદ્રિયો સારા લક્ષણયુકત અને પરિપૂર્ણ છે એવો. છત્ર-ચામર વિગેરે લક્ષણોના ગુણ વડે સહિત, તથા મસ તલ વિગેરે વ્યંજનોના ગુણ વડે સહિત લક્ષણો ચક્રવર્તી તથા તીર્થંકરોને એક હજાર ને આઠ હોય. બલદેવ અને વાસુદેવને એકસો ને આઠ હોય. તે સિવાય બીજા ભાગ્યવંત જીવોને બત્રીશ લક્ષણો હોય. તે બત્રીશ લક્ષણો નીચે પ્રમાણે જાણવાં—

અત્યંત પુણ્યશાળી જીવને-છત્ર, કમલ, ધનુષ્ય, રથ, વજ્ર, કાચબો, અંકુશ, વાવ, સ્વસ્તિક, તોરણ, સરોવર, સિંહ, વૃક્ષ, ચક્ર, શંખ, હાથી સમુદ્ર, કલશ, પ્રાસાદ, મત્સ્ય, જવ, યજ્ઞ સ્તંભ, ચોતરો, કમંડલુ, પર્વત, ચામર, દર્પણ, બળદ, ધ્વજા, અભિષેક સહિત લક્ષ્મી, માલા, તથા મોર એ બત્રીસ લક્ષણો હોય

વળી પ્રકારાંતરે બત્રીસ લક્ષણો નીચે પ્રમાણે જાણવાં—

જેના નખ, પગનાં તળીયાં, હથેળી, જીભ, હોઠ, તાળવું અને આંખના ખૂણા, એ સાતે લાલ રંગના હોય કાંખનો ભાગ, હૃદય, ગરદન, નાક, નખ અને મુખ, એ છ ઊંચા હોય, દાંત, ચામડી, કેશ,

આંગળીઓના વેઢા, અને નખ, એ પાંચે પાતળા હોય. આંખો, સ્તનની વચ્ચેનો ભાગ, નાક, હડપચી અને ભુજા, એ પાચે દીર્ઘ હોય. કપાળ, છાતી અને મુખ, એ ત્રણે પહોળા હોય, કઠ સાથલ અને પુરુષસિહ્ન, એ ત્રણે નાના હોય. તથા જેને સત્વ-પરાક્રમ સ્વર અને નાભિ. એ ત્રણ ગભીર હોય, તે પુરુષ બત્રીસ લક્ષણો સમજવો.

મુખ એ શરીરનો અરધો ભાગ છે, એટલું જ નહિ, પણ મુખને શરીરનો આખો ભાગ કહીએ તો ખોટુ નથી, કારણ કે-આખા શરીરમાં મુખ પ્રધાન છે, મુખમાં પણ નાસિકા શ્રેષ્ઠ છે, અને નાસિકાથી નેત્રો શ્રેષ્ઠ છે

જેવા નેત્ર તેવું શીલ, જેવી નાસિકા તેવી સરલતા, જેવુ રૂપ તેવું ધન, અને જેવું શીલ તેવા ગુણો જાણવા

અતિ ટુકામાં, અતિ લાંબામાં, અતિ જાડામાં અતિ પાતળામાં, અતિ કાળામાં, તથા અતિ ગોરામાં, એ છએમા સત્વ કહેવાય છે

જે સારી રીતે ધર્મ કરણી કરતો હોય, સારો ભાગ્યશાળી હોય, શરીરે નિરોગી હોય, જેને સારાં સ્વપ્ન આવતા હોય સારી નીતિવાળો હોય, અને કવિ હોય તે પુરુષ પોતાના આત્માને સ્વર્ગમાથી આવેલો અને પાછો સ્વર્ગમાં જવાનો સૂચવે છે

જે નિષ્કપટ હોય, દયાળુ હોય, દાનવીર હોય, ઈદ્રિયોને કાબૂમા રાખનાર હોય, ડાહ્યો હોય, અને

હમેશા સારા સ્વભાવી હોય, તે માણસને મનુષ્ય જન્મમાંથી આવેલો જાણવો, અને પછી પણ મનુષ્ય થવાનો જાણવો

કપટ, લોભ, ક્ષુધા, અને ઘણો આહાર વિગેરે લક્ષણોથી પુરુષ પોતાની તિર્યંચ યોનિમાં ઉત્પત્તિ જણાવે છે.

રાગવાળો, સ્વજનો ઉપર દ્વેષ કરનારો, ખરાબ ભાષા બોલનારો, તથા મૂર્ખનો સંગ કરનારો માણસ પોતાનું નરકગતિમાં ગમન અને નરકગતિમાંથી આવવું સૂચવે છે.

માણસોને જમણી બાજુએ જમણું આવર્ત શુભ કરનારું જાણવું, ડાબી બાજુએ ડાબું આવર્ત અતિ નિંદનીય-અશુભ કરનારું જાણવું, અને બીજી દિશાઓમાં મધ્યમ જાણવું.

જે માણસોના હાથનું તળિયું રેખા વિનાનું હોય, અથવા ઘણી રેખાવાળું હોય, તે માણસો અલ્પ આયુષ્યવાળા નિર્ધન અને દુઃખી હોય છે. તેમાં સંશય નથી।

જેના હાથનું તળીયું રાતું હોય તે ધનવાન્ હોય તે દારૂડીયો હોય, પીળું હોય તે પરસ્ત્રીલંપટ હોય, અને કાળું-મલીન હોય તે નિર્ધન હોય. પુરુષોનો હાથ કઠણ હોય તો સારું, પણ તે કઠિનતા મજુરી-મહેનત કરવાથી ન થએલી જોઈએ, સ્વાભાવિક હોવી જોઈએ. સ્ત્રીનો હાથ સુકોમળ હોય તો સારૂ. પુરુષનો જમણો હાથ જોવો, અને સ્ત્રીનો ડાબો હાથ જોવો. જેના હાથનું તળીયું ઉંચુ હોય તે દાતાર હોય, ઉંડું હોય તે નિર્ધન હોય, વાટકા જેવું ગોળ તથા ઉંડું હોય તો ધનવંત હોય, હાથની આંગળીઓ પાતળી અને સીધી હોય તો સારૂ.

જે પુરુષોની અનામિકા[1] આંગળીના વેઢાની છેલ્લી રેખાથી ટચલી આંગળી વધતી–મોટી હોય તેઓને ધનની વૃદ્ધિ થાય, વળી મોસાળ પક્ષ મોટો હોય.

મણિબંધથી[2] પિતાની ગોત્રની રેખા ચાલે છે, અને કરમ[3] થકી ધન તથા આયુષ્યની રેખા ચાલે છે. એવી રીતે એ ત્રણે રેખા તર્જની[4] અને અંગુઠાની વચ્ચે જાય છે જેઓને એ ત્રણે રેખા સંપૂર્ણ તથા દોષ રહિત હોય તેઓના ગોત્ર ધન તથા આયુષ્ય સંપૂર્ણ જાણવા, નહીતર નહિ.

આયુષ્યની રેખાથી જેટલી આંગળીઓ ઓલંગાય તેટલા પચ્ચીસ પચ્ચીસ વર્ષનુ આયુષ્ય પંડિત લોકોએ જાણવુ.

આયુષ્યરેખાના પલ્લવ મણિબંધની સન્મુખ નીકળે તો તે સંપત્તિના જાણવા, અને આંગળીઓની સન્મુખ નીકળે તો વિપત્તિના જાણવા જેને મણિબંધ થકી ઊર્ધ્વ રેખા નીકળી અંગુઠાની સન્મુખ આવે તો તેને સુખ થાય, ધનનો લાભ થાય, અને રાજ્યનો લાભ થાય ઊર્ધ્વરેખા તર્જની સન્મુખ આવે તો રાજા થાય અથવા રાજા સરખો થાય. વચલી આંગળી સન્મુખ આવે તો આચાર્ય અથવા સેનાપતિ થાય

૧ ટચલી આંગળીની પાસેની આંગળીને અનામિકા કહે છે ૨ કાંડું અને હથેળીની વચ્ચેના સાંધાને મણિબંધ કહે છે ૩ મણિબંધથી ટચલી આંગળી સુધીના હથેળીના બાહ્ય ભાગને કરમ કહે છે ૪ અંગુઠાની પાસેની આંગળીને તર્જની કહે છે.

અનામિકા સન્મુખ આવે તો ઘણા ધનવાનો સાર્થવાહ થાય અને છેલ્લી આગળીની સન્મુખ આવે તો લોકોમા પ્રતિષ્ઠા પામે

અગુઠો અને ગોત્રરેખાની વચ્ચે ભાઈ-બહેનની રેખા હોય છે, કરમ અને આયુષ્યરેખાની વચ્ચે સન્તાનની રેખા હોય છે, અને ટચલી આગળી વચ્ચે સ્ત્રીની રેખા હોય છે

અગુઠાના મધ્યભાગમા જો જવ હોય તો વિદ્યા પ્રખ્યાતિ અને સમૃદ્ધિ મળે છે વળી જો જમણા અગુઠામા જવ હો તો શુક્લપક્ષમા જન્મ જાણવો

જેની આખો લાલ રહેતી હોય તેને સ્ત્રી ત્યજતી નથી, સુવર્ણ સમાન પીળી-માજરી આખોવાળાને ધન ત્યજતુ નથી, લાબી ભુજાવાળાને ઠકુરાઈ-મોટાઈ ત્યજતી નથી, અને શરીર લષ્ટ-પુષ્ટ હોય તેને સુખ ત્યજતુ નથી

આખોમા ચીકાશ હોય તો સૌભાગ્ય મળે, દાતમાં ચીકાશ હોય તો ઉત્તમ ભોજન મળે, શરીરમા ચીકાસ હોય તો સુખ મળે, અને પગમા ચીકાશ હોય તો વાહન મળે

જેની છાતી વિશાળ હોય તે ધન તથા ધાન્યનો ભોગી થાય, જેનુ મસ્તક વિશાળ હોય તે ઉત્તમ રાજા થાય, જેની કમ્મર વિશાળ હોય તેને ઘણા પુત્ર તથા સ્ત્રી હોય, અને જેના પગ વિશાળ હોય તે હમેશા સુખી થાય

શુભલક્ષણો બલવત હોય તો ખરાબ લક્ષણનુ જોર ન ચાલે, અને ખરાબ લક્ષણો બલવત હોય તો

શુભલક્ષણનુ જોર ન ચાલે. વળી ઋષભદત્ત બ્રાહ્મણ દેવાનંદાને કહે છે કે-તુ કેવા પ્રકારના પુત્રને જન્મ આપીશ ?, તે કહે છે—

માન ઉન્માન અને પ્રમાણ વડે સંપૂર્ણ તથા સુંદર છે સર્વ અંગવાળુ શરીર જેનું. માન, ઉન્માન અને પ્રમાણ કોને કહે છે તે જણાવે છે-માન એટલે, પાણીથી સંપૂર્ણ ભરેલી કુંડીમાં માણસને બેસાડયા બાદ જે પાણી બહાર નીકળી જાય, તે પાણી જો એક દ્રોણ જેટલુ એટલે બત્રીસ શેર વજનનું થાય તો તે માણસ માનને પ્રાપ્ત થયેલો સમજવો ઉન્માન એટલે પુરુષને કાંટે ચડાવી જોખવાથી જો તેનુ વજન અર્ધભાર થાય તો તેને ઉન્માનને પ્રાપ્ત થયેલો સમજવો. ભારનુ માપ આ પ્રમાણે સમજવુ-છ સરસવનો એક જવ, ત્રણ જવની એક રતી, ત્રણ રતીનો એક વાલ, સોળ વાલનો એક ગદિયાણો, દસ ગદિયાણાનો એક પણ, દોઢસો ગદિયાણાનો એક મણ, દસ મણની એક ધડી, અને દસ ધડીનો એક ભાર. જે પુરુષને તોલતાં વજનમાં અર્ધભાર થાય તે ઉન્માનને પ્રાપ્ત થયેલો સમજવો. પ્રમાણ એટલે ઉંચાઇ પુરુષ પોતાના અંગુલ વડે એકસો ને આઠ અંગુલ ઉંચા હોય છે, મધ્યમ પુરુષ છન્નુ અંગુલ ઉંચા હોય છે, અને જઘન્ય પુરુષ ચોરાશી અંગુલ ઉંચા હોય છે અહીં ઉત્તમ પુરુષનું જે એકસો આઠ અંગુલ ઉંચાઇ-પ્રમાણ કહ્યુ તે તીર્થંકર સિવાય પુરુષને માટે જાણવુ, પણ તીર્થંકરને તો બાર અંગુલની શિખા હોવાથી તેમનુ ઉંચાઈ પ્રમાણ એકસો વીસ અંગુલ જાણવુ વળી તુ કેવા પ્રકારના પુત્રને ઉત્પન્ન કરીશ ? તે કહે છે

ચંદ્રમાની પેઠે સૌમ્ય આકૃતિવાળા મનોહર વલ્લભ દર્શનવાળા સુંદર રૂપવાળા અને દેવકુમાર સદૃશ એવા પુત્રને તુ ઉત્પન્ન કરીશ ॥૧૧॥

વળી તે પુત્ર બાલ્યપણુ છોડીને જ્યારે આઠ વરસનો થશે ત્યારે ઋગ્વેદ યજુર્વેદ સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદ પાંચમુ પુરાણશાસ્ત્ર નિઘંટુશાસ્ત્ર–નામમાલા શાસ્ત્ર એ દરેક શાસ્ત્રોને અંગઉપાંગ સહિત તથા રહસ્ય સહિત શીખશે શિક્ષા કલ્પ વ્યાકરણ છંદ જ્યોતિષ અને નિરૂક્તિ એ છ અંગ કહેવાય, તે અંગના વિસ્તાર પૂર્વક અર્થ જણાવનાર ઉપાંગ કહેવાય વળી ચારે વેદને બરાબર સંભારી રાખશે, ચારે વેદમા પારગામી થશે, કોઇ અશુભ પાઠ ભણશે તો તેને વારશે, વળી, વેદના પાઠોને પોતે શુદ્ધ રીતે ધારી રાખશે વળી તે પુત્ર છએ અંગનો વિચાર કરનારો થશે ષષ્ટિતંત્રમા એટલે કપિલના શાસ્ત્રમા વિશારદ થશે સંખ્યાશાસ્ત્ર એટલે લીલાવતી પ્રમુખ ગણિત શાસ્ત્રમા પ્રવિણ થશે. જેમ એક સ્તંભનો અરધો ભાગ પાણીમા છે, બારમો ભાગ કાદવમાં છે–છઠ્ઠો ભાગ વેળુમા છે, અને દોઢ હાથ બહાર દેખાય છે, ત્યારે તે સ્તંભ કેટલા હાથનો હશે ? જવાબ–છ હાથનો તે સ્તંભ જાણવો ઇત્યાદિ ગણિતશાસ્ત્રમા કુશલ થશે આચાર સંબંધી ગ્રંથનો જાણકાર થશે અક્ષરોના આમ્નાયગ્રન્થોમા તથા યજ્ઞ વિગેરેના વિધિશાસ્ત્રોમા નિપુણ થશે

ઐન્દ્ર જૈનેન્દ્ર વિગેરે વીશ જાતના વ્યાકરણમાં પંડિત થશે. છંદ શાસ્ત્રમા પ્રવીણ થશે પદોની વ્યુત્પત્તિરૂપ ટીકા વિગેરેમા પારગામી થશે જ્યોતિષ શાસ્ત્ર–ગ્રહોનુ ચાલવુ, ઉત્તરાયણ, દક્ષિણાયન વિગેરેનો જાણકાર થશે. બ્રાહ્મણોને હિતકર એવાં બીજા પણ ઘણા શાસ્ત્રોમા કુશલ થશે વળી પરિવ્રાજક સંબંધી આચાર શાસ્ત્રોમા તે પુત્ર અતિશય નિપુણ થશે ॥૧૦॥

તેથી હે દેવાનુપ્રિયા! તે પ્રશસ્ત સ્વપ્નો દેખ્યા યાવત્ હે દેવાનુપ્રિયા! તેં આરોગ્ય સંતોષ, દીર્ઘ આયુષ્ય, મંગલ અને કલ્યાણ કરનારાં સ્વપ્નો દેખ્યા છે, એમ કહીને વારંવાર તેની અનુમોદના કરવા લાગ્યો ॥૧૧॥

ત્યાર પછી તે દેવાનંદા બ્રાહ્મણી ઋષભદત્ત બ્રાહ્મણીની પાસે આ અર્થ સાંભળીને અને હૃદયમાં અવધારીને હૃષ્ટ અને સંતુષ્ટ મનવાળી યાવત્ વિકસિત હૃદયવાળી બે હાથ જોડી, દસ નખ ભેગા કરી, આવર્ત કરી મસ્તકે અંજલિ જોડી ઋષભદત્ત બ્રાહ્મણને આ પ્રમાણે કહેવા લાગી કે— ॥૧૨॥

હે દેવાનુપ્રિય? એ એમજ છે. દેવાનુપ્રિય! તમે સ્વપ્નોનું જે ફળ કહ્યુ તે તેમજ છે. દેવાનુપ્રિય! તે યથાસ્થિત છે. તે સંદેહ રહિત છે દેવાનુપ્રિય! તે ઈપ્સિત છે એટલે ફલ પામનાને ઇચ્છેલુ છે, દેવાનુપ્રિય! તે પ્રતિષ્ટ છે, એટલે તમારા મુખથી પડતુજ વચન મેં ગ્રહણ કર્યું છે દેવાનુપ્રિય? તે ઈપ્સિત અને પ્રતીષ્ટ છે જે પ્રમાણે તમે કહો છો તે અર્થ સત્ય છે, એમ કહીને તે સ્વપ્નોને સારી રીતે અંગીકાર કરે છે. સારી રીતે અંગીકાર કરીને ઋષભદત્ત બ્રાહ્મણની સાથે મનુષ્ય સંબંધી ઉદાર અને ભોગવવા યોગ્ય ભોગ ભોગવતી છતી રહે છે ॥૧૩॥

તે કાલ અને તે સમયને વિષે સૌધર્મેન્દ્ર સુધર્મા સભામાં બેઠો છે. સૌધર્મેન્દ્ર કેવો છે? તે કહે છે શક્ર નામના સિંહાસન ઉપર બેસનારો દેવોનો સ્વામી કાન્તિ વિગેરે ગુણોથી દેવોમા અધિક શોભતો હાથમાં વજ્રને ધારણ કરનારો દૈત્યોનાં નગરોને તોડનારો શ્રાવકની પાંચમી પડિમા સો વખત સુધી વહન કરનારો,

ઈન્દ્રે પોતાના કાર્તિક શેઠના ભવમાં સો વખત શ્રાવકની પાંચમી પડિમા વહી હતી, તે પૂર્વભવની અપેક્ષાએ ઈન્દ્રનુ શતક્રતુ નામ છે

## કાર્તિક શેઠની કથા—

પૃથ્વીભૂષણ નગરમાં પ્રજાપાલ નામે રાજા હતો. તે નગરમા રાજાને માનનીય, સમૃદ્ધિશાલી, સમ્યક્ત્વધારી, પરમ શ્રાવક કાર્તિક નામે શેઠ રહેતો હતો તેણે શ્રાવકની પાંચમી પડિમા સો વખત વહી હતી, તેથી તેનુ નામ 'શતક્રતુ' એ પ્રમાણે પ્રસિદ્ધ થયુ એક વખત તે નગરમા એક માસનો ઉપવાસી ગૈરિક નામે તાપસ આવ્યો, ત્યારે એક કાર્તિક શેઠ વિના બધા લોકો તેના ભક્ત થયા. એ વાતની ગૈરિક તાપસને ખબર પડવાથી તે કાર્તિક શેઠ પર ગુસ્સે થયો. એક દિવસ રાજાએ તે તાપસને ભોજન માટે નિમન્ત્રણ કર્યું, ત્યારે તે કહેવા લાગ્યો કે-'જો કાર્તિક શેઠ મને પીરસે તો હુ તારે ઘેર ભોજન કરુ'. રાજાએ તે વાત કબૂલ રાખીને કાર્તિક શેઠને બોલાવ્યો, અને કહ્યુ કે-'તુ મારે ઘેર આવી ગૈરિકને જમાડ'. કાર્તિક શેઠે કહ્યું કે-'હે રાજન્! હુ તમારી આજ્ઞાથી તમારે ઘેર આવી તેને જમાડીસ" હવે કાર્તિકશેઠ તે તાપસને પોતાને હાથે પીરસી જમાડતો હતો, તે વખતે તાપસ ભોજન કરતા કરતાં 'મે તારુ નાક કાપ્યું!' એમ સૂચવવા માટે આંગળી વડે પોતાના નાકને સ્પર્શ કરતો છતો ચેષ્ટા કરવા લાગ્યો! શેઠે વિચાર્યું કે-'મે પહેલેથી દીક્ષા લીધી હોત તો મને આવો પરાભવ સહન કરવો ન પડત' એમ વિચારી ઘેરે આવી તેણે એક હજાર ને આઠ વણિકપુત્રો સાથે શ્રીમુનિસુવ્રત સ્વામી પાસે દીક્ષા લીધી અનુક્રમે

દ્વાદશાંગી ભણી, બાર વરસ સુધી ચારિત્ર પાળી, છેવટે અણુશણ કરી, કાલ કરી તે કાર્તિકશેઠનો જીવ સૌધર્મ દેવલોકમાં ઇન્દ્ર થયો ગૈરિક તાપસ પણ અજ્ઞાનકષ્ટ કરી મરણ પામીને તેનુ વાહન એરાવણ હાથી થયો. હાથીએ અવધિજ્ઞાનથી જાણ્યુ કે-'હું પૂર્વભવમા ગૈરિક તાપસ હતો, અને કાર્તિકશેઠ ઇન્દ્ર થયો છે'. એમ જાણી નાસવા લાગ્યો, ત્યારે ઇન્દ્ર તેને પકડીને તેના મસ્તક પર ચડી બેઠો. હાથીએ ઇન્દ્રને ડરાવવા પોતાનાં બે રૂપ કર્યાં, ત્યારે ઇન્દ્રે પણ પોતાનાં બે રૂપ કર્યાં. પછી હાથીએ પોતાનાં ચાર રૂપ કર્યાં, ત્યારે ઇન્દ્રે પણ પોતાના ચાર રૂપ કર્યાં એવી રીતે તે જેમ જેમ પોતાનાં રૂપ વધારતો ગયો તેમ તેમ ઇન્દ્ર પણ પોતાનાં રૂપ વધારતો ગયો પછી ઇન્દ્રે જ્યારે અવધિજ્ઞાનથી તે હાથીનુ સ્વરૂપ જાણ્યુ ત્યારે તેને તર્જના કરવાથી, હાથીએ તે પોતાનુ મૂલ રૂપ કર્યું ઇતિ . કાર્તિક શેઠની કથા

વળી તે સૌધર્મેન્દ્ર કેવો છે? તે કહે છે—

હજાર લોચનવાળો, ઇન્દ્રને પાંચસો દેવો મન્ત્રી છે, તે પાંચસો મન્ત્રીઓની હજાર આંખ ઇન્દ્રનુ જ કાર્ય કરવાવાળી છે, તેથી તેનુ વિશેષ સહસ્રાક્ષ છે, મહા મેઘા જેને વશ છે, અથવા મઘ નામના દેવ-વિશેષ જેને વશ છે એવો, પાક નામના અસુરને શિક્ષા કરનારો, મેરુની દક્ષિણે રહેલા લોકાર્ધનો સ્વામી, એરાવણ હાથીના વાહન વાળો, દેવોને આનંદ આપનાર, બત્રીશ લાખ વિમાનોનો અધિપતી, રજ રહિત આકાશ જેવા સ્વચ્છ વસ્રોને ધારણ કરનાર, યથાસ્થાને પહેરેલા માલા અને મુગટોવાળો જાણે નવા સુવર્ણના બનાવેલા, મનોહર આશ્ચર્ય કરનારા, આજુબાજુ કંપાયમાન થતા, બેવા બે કુંડલો વડે ઘસાતા ગાલવાળો,

છત્રાદિ રાજચિહ્ન રૂપ મોટી ઋદ્ધિવાળો, શરીર અને આભૂષણોની અત્યંત કાન્તિ વાળો, મહા બળવાળો, મોટા યશવાળો મોટા માહાત્મ્યવાળો, મહા સુખવાળો, દેદીપ્યમાન શરીરવાળો, પંચવર્ણના પુષ્પોની બનાવેલી અને છેક પગ સુધી લાંબી માલાને ધારણ કરનારો, સૌધર્મ નામે દેવલોકને વિષે સૌધર્માવતંસક નામના વિમાનમાં સુધર્મા નામની સભામાં શક્ર નામના સિંહાસન ઉપર બેઠેલો છે

હવે ઇન્દ્ર ત્યાં શું કરે છે? તે કહે છે તે ઇન્દ્ર સૌધર્મ દેવલોકમા બત્રીસ લાખ વિમાનો, શક્તિ આયુષ્ય અને જ્ઞાનાદિક ઋદ્ધિ વડે ઇન્દ્ર તુલ્ય એવા ચોરાશી હજાર સામાનિક દેવો, ગુરુસ્થાનીય અને પ્રધાન સરખા એવા તેત્રીસ ત્રાયસ્ત્રિંશક દેવો સોમ યમ વરુણ અને કુબેર એ ચાર લોકપાલ, પ્રત્યેક સોળ સોળ હજાર દેવીઓના પરિવાર સહિત એવી પદ્મા[1] શિવા[2] શચી[3] અંજૂ[4] અમલા[5] અપ્સરા[6] નવમિકા[7] રોહિણી[8] નામની આઠ પટરાણી, બાહ્ય મધ્યમ અને અભ્યંતર એ ત્રણ પર્ષદા હાથી[1] ઘોડા[2] રથ[3] સુભટ[4] વૃષભ[5] નાટકીયા[6] અને ગંધર્વ[7] એ સાત સેનાઓ, સાત સેનાઓના સાત સેનાધિપતિઓ ચારે દિશાઓમા રહેલા ચોરાશી ચોરાશી હજાર આત્મરક્ષક દેવો, ચારે દિશાઓના મળી ઇન્દ્રના ત્રણ લાખ અને છત્રીસ હજાર આત્મરક્ષક દેવો, વાળા સૌધર્મ દેવલોકમા નિવાસ કરનારા બીજા પણ ઘણા વૈમાનિક દેવો અને દેવીઓ ઉપર કહેલા સર્વ પરિવારનુ ઇન્દ્ર રક્ષણ કરે છે, વળી સઘળા પરિવારમા ઇન્દ્ર અગ્રસેર છે, નાયક છે, પોષક છે મોટા છે, નિયુક્ત દેવો દ્વારા પોતાના સૈન્યો પ્રતિ અદ્ભુત આજ્ઞા કરાવતો વળી પોતે પણ આજ્ઞા કરતો છતો, વચમાં કાંઈ પણ આંતરા વિનાનુ નાટકમા થતુ ગાયન, તથા વાગી રહેલ વીણા,

હાથની તાળીઓ અન્ય વાજિંત્રો, મેઘની ગર્જનાની પેઠે ગંભીર શબ્દથી વાગતો મૃદંગ, મનોહર શબ્દ કરતો ઢોલ, તેઓના મોટા નાદ વડે દેવ સંબંધી અતિશયવાળા ભોગોને ભોગવતો છતો બેઠો છે ॥ ૧૪ ॥

તે સૌધર્મેન્દ્ર આ સંપૂર્ણ જંબુદ્વીપ નામના દ્વીપને પોતાના વિસ્તૃત અવધિજ્ઞાન વડે જોતો જોતો રહે છે ત્યાં શ્રમણ ભગવાન્ મહાવીરને જંબુદ્વીપ નામના દ્વીપને વિષે ભરત ક્ષેત્રમાં દક્ષિણાર્ધ ભરતમાં બ્રાહ્મણકુંડગ્રામ નામના નગરમાં કોડાલ ગોત્રના ઋષભદત્ત નામના બ્રાહ્મણની ભાર્યા જાલંધર ગોત્રની દેવાનન્દા નામની બ્રાહ્મણીની કુક્ષમાં ગર્ભપણે ઉત્પન્ન થયેલા દેખે છે. દેખીને તે હર્ષિત થયો, સંતુષ્ટ થયો, ચિત્તમાં આનંદ પામ્યો, હૃદયમાં હર્ષ પામ્યો, પરમ આનંદ પામ્યો, મનમાં પ્રીતિવાળો થયો, પરમ તુષ્ટ ચિત્તવાળો થયો, હર્ષના વશથી વિકસિત હૃદયવાળો થયો, વરસાદની ધારાથી સિંચાયેલા કદંબવૃક્ષના સુગંધી પુષ્પની જેમ ઉલ્લસિત અને ઉંચા રોમાંચવાળો, વિકસિત થયેલા ઉત્તમ કમળની જેમ પ્રફુલ્લિત થયેલ મુખ અને નેત્રવાળો, પ્રભુના દર્શનથી અતિશય પ્રમોદને લીધે સંભ્રમ પામેલો, ચલાયમાન ઉત્તમ કડાં, બહેરખાં, બાજુબંધ, મુગટ, અને કુંડલવાળો, હારથી શોભતા હૃદયવાળો, લટકાયમાન મોતીનું ઝૂમણું અને ચલાયમાન આભૂષણોને ધારણ કરનારો, આદર સહિત, અને શરીરની ચપળતા સહિત—એવો સુરેન્દ્ર પોતાના સિંહાસનથી ઉઠે છે. ઉઠીને પાદપીઠ થકી નીચે ઉતરે છે. ઉતરીને વૈડૂર્ય રત્ન, ઉત્તમ જાતનું રિષ્ટરત્ન, અને અંજનરત્ન વડે જાણે-ચતુર કારીગરે બનાવી હોયની! એવી, વળી દેદીપ્યમાન ચંદ્રકાંતાદિ મણિ અને કર્કેતનાદિ, રત્નોથી જડેલી, એવા પ્રકારની બે પાદુકાને પગથી ઉતારે છે. ઉતારીને એક વસ્ત્રવાળું ઉત્તરા-

મગ કરે છે કરી અજલિ વડે બે હાથ જોડી તીર્થંકરની સન્મુખ સાત આઠ પગલાં જાય છે। જઈને પોતાનો ડાબો ઢીચણ ઉંચો રાખે છે ડાબો ઢીંચણ ઉંચો રાખીને જમણા ઢીંચણને પૃથ્વીના તલ પર લગાડીને પોતાના મસ્તકને ત્રણ વાર પૃથ્વીતળે લગાડે છે, લગાડીને પછી પોતાના શરીરને જરા નમાવે છે નમાવીને કંકણ અને બહેરખાથી સ્તંભિત થયેલી પોતાની ભુજાઓને જરા વાળીને ઉંચી કરે છે, ઉંચી કરીને બે હાથ જોડી, દસે નખ ભેગા કરી, આવર્ત કરી, મસ્તકે અંજલિ જોડીને તે સૌધર્મેન્દ્ર આ પ્રમાણે બોલ્યો કે— ॥૧૫॥

અરિહંતોને નમસ્કાર હો, કર્મરૂપી વૈરિને હણનારા હોવાથી અરિહંત કહેવાય કોઈ ઠેકાણે 'અરહંતાણ' પાઠ છે, ઇન્દ્રાદિકે કરેલી પૂજાને જે યોગ્ય હોય તે અરહંત કહેવાય, તેમને નમસ્કાર હો. કોઈ ઠેકાણે 'અરિહંતાણં' પાઠ છે-પ્રભુએ કર્મરૂપી બીજનો નાશ કરેલો છે, તેથી તેમને સંસારરૂપી ક્ષેત્રમાં ઉગવું નથી, અર્થાત્ ફરીને જન્મ લેવો નથી, તેથી તેઓ અરુહંત કહેવાય, તેમને નમસ્કાર હો અરિહંત કેવા છે? તે કહે છે-જ્ઞાનાદિ બાર અર્થવાળા ભગથી યુક્ત ભગ શબ્દના ચૌદ અર્થ છે, તે આ પ્રમાણે- સૂર્ય[1], જ્ઞાન[2], માહાત્મ્ય[3], યજ્ઞ[4], વૈરાગ્ય[5], મુક્તિ[6], રૂપ[7], વીર્ય[8], પ્રયત્ન[9], ઇચ્છા[11], લક્ષ્મી[12], ઐશ્વર્ય[13], અને યોનિ[14]। આ ચૌદ અર્થમાંથી પહેલો અને છેલ્લો અર્થ એટલે સૂર્ય અને યોનિ એ બે અર્થ છોડીને બાકીના બાર અર્થવાળા ભગથી યુક્ત તે આવી રીતે-જ્ઞાનવાળા, માહાત્મ્યવાળા સર્પ મયૂર બિલાડા કૂતરા વિગેરે હમેશાની શત્રુતા રાખનારા પ્રાણીઓના પણ વૈરને શાન્ત કરનારા હોવાથી યશસ્વી,

વૈરાગ્યવાળા, મુક્તિવાળા, સુંદર રૂપવાળા, અપરિમિત બળયુક્ત હોવાથી વીર્યવાળા, તપસ્યાદિ કરવામાં પ્રયત્નવાળા, જગતના જીવોનો ઉદ્ધાર કરવાની ઇચ્છાવાળા, ચોત્રીશ અતિશયયુક્ત લક્ષ્મીવાળા, ધર્મવાળા, ઇન્દ્રાદિ કરોડો દેવો અને રાજા-મહારાજાઓ વડે સેવાતા હોવાથી ઐશ્વર્યવાળા. પોતપોતાના તીર્થની અપેક્ષાએ ધર્મની આદિના કરનારા તીર્થ એટલે સંઘ અથવા પ્રથમ ગણધર, તેમના સ્થાપનારા પરના ઉપદેશ વિના પોતાની મેળે જ બોધ પામેલા. અનંતા ગુણોનાં ભંડાર હોવાથી પુરુષોને વિષે ઉત્તમ કર્મરૂપી શત્રુઓને નાશ કરવામાં શૂરવીર હોવાથી, પરીષહોને સહન કરવામાં ધીર હોવાથી, ઉપસર્ગો થકી નિર્ભય હોવાથી પુરુષોમા સિંહ સમાન પુરુષોને વિષે ઉત્તમ સફેદ કમળ સરખા એટલે-જેમ સફેદ કમળ કાદવમા ઉત્પન્ન થાય છે, પાણીથી વધે છે છતાં કાદવ તથા પાણી બન્નેથી નિરાલુ રહે છે; તેમ ભગવાન્ પણ કર્મો રૂપી કાદવમાં ઉત્પન્ન થાય છે, ભોગો રૂપી પાણીથી વધે છે, વૃદ્ધિ પામે છે, અને અનુક્રમે તે કર્મો તથા ભોગો બન્નેને ત્યજીને નિરાલા થઇને રહે છે. પુરુષોને વિષે ઉત્તમ ગન્ધહસ્તી સમાન, એટલે જેમ ગન્ધહસ્તીના ગન્ધથી બીજા હાથીઓ નાશી જાય છે, તેમ ભગવાન્ જ્યાં જ્યાં વિચરે છે ત્યાનાં પવનના ગન્ધથી દુષ્કાલ રોગ વિગેરે ઉપદ્રવો નાશ પામે છે. ભગવાન્ ચોત્રીશ અતિશય યુક્ત હોવાથી ભવ્યલોકોને વિષે ઉત્તમ ભવ્યલોકોના નાથ, એટલે-યોગ અને ક્ષેમ કરનારા, યોગ એટલે નહિ પ્રાપ્ત થયેલા જ્ઞાનાદિકની પ્રાપ્તિ, અને ક્ષેમ એટલે પ્રાપ્ત થયેલા જ્ઞાનાદિકનુ રક્ષણ, તેઓના કરનારા દયાના પ્રરૂપક હોવાથી સર્વ જીવોનુ હિત કરનારા, મિથ્યાત્વરૂપી અંધકારનો નાશ કરનારા હોવાથી લોકોને વિષે પ્રદીપ સમાન સૂર્યનીપઠે સકલ પદાર્થોનો પ્રકાશ કરનારા હોવાથી લોકોમા પ્રદ્યોત કરનારા. સાતે ભયને હરનારા

હોવાથી અભયને દેવાવાળા, સાત ભય આ પ્રમાણે–મનુષ્યને મનુષ્ય થકી જે ભય તે ઇહલોકભય,[૧] મનુષ્યને દેવ વિગેરેથી જે ભય તે પરલોકભય,[૨] ધન વિગેરેની ચોરી થવાનો જે ભય તે આદાનભય,[૩] બહારના કોઈ નિમિત્ત વિના જે આકસ્મિક ભય તે અકસ્માદ્ભય,[૪] ગુજરાન ચલાવવાનો જે ભય તે આજીવિકાભય,[૫] મૃત્યુનો જે ભય તે મરણભય,[૬] અપકીર્તિ થવાનો જે ભય તે અપયશભય,૭. એ સાત ભયને હરનારા હોવાથી અરિહંત ભગવાન્ અભયને દેનારા છે શ્રુતજ્ઞાન રૂપ ચક્ષુને દેવાવાળા, સમ્યગ–દર્શન જ્ઞાન અને ચારિત્ર રૂપ મોક્ષમાર્ગને દેવાવાળા, સંસારથી ભય પામેલાઓને શરણ આપનારા સર્વથા પ્રકારે જે મરણનો અભાવ તે જીવવુ એટલે મોક્ષ, તેને દેવાવાળા, અથવા પ્રાણીઓ ઉપર દયાવાળા ધર્મનો ઉપદેશ આપનારા ધર્મના નાયક એટલે સ્વામી ધર્મરૂપી રથના સારથિ, જેમ સારથિ એટલે રથ હાંકનારો માણસ ખોટે માર્ગે જતા રથને ખરે માર્ગે લાવે છે, તેમ ભગવાન્ પણ માર્ગથી ભ્રષ્ટ થયેલા માણસને સન્માર્ગમાં લાવનારા છે ભગવાન્ ધર્મરૂપી રથના સારથી છે, તે ઉપર મેઘકુમારનુ દૃષ્ટાંત—

## મેઘકુમારનું દૃષ્ટાંત

એક વખતે શ્રીમહાવીર સ્વામી પૃથ્વી ઉપર વિચરતા રાજગૃહ નગરની બહાર ઉદ્યાનમાં સમોસર્યા હતા ત્યા શ્રેણિક નામે રાજા હતો તેને ધારણી નામે રાણી હતી, તેઓને મેઘકુમાર નામે પુત્ર હતો પ્રભુની દેશના સાભળવા શ્રેણિક તથા મેઘકુમાર વિગેરે ગયા દેશના સાભળી મેઘકુમારને વૈરાગ્ય આવવાથી તેણે પોતાની આઠ સ્ત્રીઓનો ત્યાગ કરી કેટલીક મહેનતે માતાપિતાની આજ્ઞા લઈ વીરપ્રભુ પાસે દીક્ષા લીધી

પછી ભગવાને મેઘકુમારને ગ્રહણા આસેવના વિગેરે સાધુનો આચાર શીખવવા નિમિત્તે સ્થવિરોને સોંપ્યો. હવે રાત્રિને વિષે અનુક્રમે સથારાઓ કરતા મેઘકુમારનો સથારો સર્વ સાધુઓને છેડે ઉપાશ્રયના બારણા પાસે આવ્યો ત્યા માત્રુ વગેરેને માટે જતા આવતા સાધુઓના પગની ધૂળથી તેનો સથારો ભરાઈ ગયો તેથી રાતમા ક્ષણવાર પણ નિદ્રા આવી નહિ, તેથી તે વિચાર કરવા લાગ્યો કે—"અહો ! ક્યા મારી સુખશય્યા અને ક્યા આ પૃથ્વી પર આળોટવુ !, આવુ દુ ખ મારે ક્યા સુધી સહન કરવુ ?, માટે હું તો સવારમા પ્રભુની રજા લઈ પાછો ઘેર જઈશ" એમ વિચાર કરી, સવાર થતા જ્યારે પ્રભુ પાસે આવ્યો ત્યારે પ્રભુએ મિષ્ટ વચનોથી બોલાવ્યો—"હે વત્સ ! તે રાત્રિએ આવુ દુર્ધ્યાન ચિંતવ્યું, પણ તે વગર વિચારનુ છે, કારણ કે–આ જીવે નારકીના તીવ્ર દુ ખો અનેક સાગરોપમ સુધી ઘણી વાર સહન કર્યા, તે દુ ખ આગળ આ દુ ખ શા હિસાબમા છે ? એવો કોણ મૂર્ખ હોય કે જે ચક્રવર્તીની ઋદ્ધિ મૂકી દાસપણુ સ્વીકારે ? એવો કોણ હોય કે જે ચિંતામણી મૂકીને પત્થર ગ્રહણ કરે ? હે મેઘ ! નારકીનાં દુ ખનો પાર આવે છે તો મનુષ્યના દુ ખનો પાર કેમ ન આવે ? તુચ્છ સુખને માટે ચારિત્ર રત્નનો ત્યાગ કરવો એ શુ વીરપુરૂષનુ કામ છે ? મરવુ બેહતર છે પણ ચારિત્રનો ત્યાગ કરવો ઠીક નથી ચારિત્રનુ કષ્ટ જ્ઞાન સહિત છે, માટે તે મહા ફલદાયક છે વળી તે જ પૂર્વભવમા ધર્મને માટે કષ્ટ સહન કર્યું હતુ, તે કષ્ટથી તને આટલુ મળ્યુ, તે તારા પૂર્વભવની વાત સાભળ—

તુ અહીંથી ત્રીજે ભવે વૈતાઢ્ય પર્વતની ભૂમિમા છ દતશળવાળો શ્વેત વર્ણવાળો અને એક હજાર

॥ ૪૧ ॥

હાથીઓનો સ્વામી એવો સુમેરુપ્રભ નામે હસ્તિરાજ હતો. એક દહાડો ત્યા વનમા દાવાનળ લાગ્યો, તેથી ભય પામીને તે હાથી ત્યાથી નાસવા લાગ્યો. નાસતા નાસતા તરસ્યો થયો, એટલામા બહુજ કાદવવાળા એક તળાવ પાસે પહોચ્યો. તળાવમા જવાના સારા માર્ગથી હાથી અજાણ હતો, તેથી તેમા જતા કાદવમા ખુચી ગયો, એવી રીતે પાણી અને તીર બન્નેથી ભ્રષ્ટ થયો. એટલામા તેના પહેલાના વૈરિ એક હાથીએ ત્યાં આવી તેના દંતશૂળના ઘાતથી ઘાયલ કર્યો, તેથી સાત દિવસ સુધી મહા વેદના ભોગવીને એકસો વીસ વરસનુ આયુષ્ય સંપૂર્ણ કરી મરણ પામ્યો. ત્યાથી વિંધ્યાચળ પર્વતમા લાલરંગવાળો ચાર દંતશૂળવાળો સાતસો હાથીઓનો સ્વામી એ હાથી થયો. એક વખતે ફરી સળગેલા દાવાનળને દેખીને તે હાથીને જાતિસ્મરણ થયુ પોતાનો પૂર્વભવ યાદ આવ્યો. પછી એવા દાવાનળથી તે બચવા માટે હાથીએ ચાર ગાઉનુ માડલુ બનાવ્યુ તે માડલામા ચોમાસાની આદિમા તથા અંતમા જે કાઈ ઘાસ વેલાઓ વિગેરે ઉગે તે સર્વેને મૂળમાથી ઉખેડી સાફ રાખે. હવે એક વખતે તે જ વનમા દાવાનળ લાગ્યો, તેથી સઘળા વનવાસી જીવો ભયથી તે માડલામા આવી ભરાયા. તે હાથી પણ જલદી માડલામા આવ્યો તલ જેટલી પણ જગ્યા રહી નહિ. આ વખતે તે હાથીએ પોતાના શરીરને ખજવાળવા માટે એક પગ ઊંચો કર્યો, એટલામા એક સસલો બીજી જગ્યાએ ઘણી સંકડાશ હોવાથી તે જગ્યાએ આવીને બેઠો. હવે પગથી શરીર ખજવાળીને જેવો તે પગ નીચે મૂકવા લાગ્યો કે તુરત તેણે તે જગ્યાએ સસલાને જોયો. તેની દયા લાવી અઢી દિવસ સુધી એવીજ રીતે પગ ઉંચો ધરી રાખ્યો. પછી જ્યારે દાવાનળ શાંત થયો ત્યારે

સઘળા જીવો પોતપોતાને સ્થાનકે ગયા, સસલો પણ ચાલ્યો ગયો, પણ તે હાથીનો પગ ઝલાઈ જવાથી પગની બધી રગ બંધાઈ જવાથી, જેવો તે પગ નીચો મૂકવા ગયો કે તુરત જ પૃથ્વી પર પડી ગયો. ત્યાં ત્રણ દિવસ સુધી ભૂખ અને તરસથી પીડિત થઈને, દયામય રહીને, સો વરસનું આયુષ્ય સંપૂર્ણ કરીને શ્રેણિક રાજાની ધારણી નામે રાણીની કુખે તું પુત્રપણે ઉત્પન્ન થયો છે. હે મેઘકુમાર ! તે તિર્યંચના ભવમાં પણ ધર્મને માટે આવું કષ્ટ સહન કર્યું, તેથી તારો રાજકુળમાં જન્મ થયો, તો ચારિત્રને માટે કષ્ટ સહન કરતાં કેટલું ફળ મળશે તેનો વિચાર કર હે મેઘ ! તિર્યંચના ભવમાં તો તું અજ્ઞાની હતો છતાં દયાળુપણે તે વ્યથાને જરા પણ ગણકારી નહિ, તો અત્યારે જ્ઞાન પામીને પણ જગત્‌વંદનીય એવા સાધુ-ઓના ચરણથી અકળાતો છતો શા માટે દુભાય છે ? તે સાધુઓ તો જગતને વંદનીય છે, એમના ચરણની રજ તો પુણ્યવાન્ જીવને લાગે. માટે સાધુઓના પગ લાગવાથી દુઃખ ન આણવું ” એ પ્રમાણે પ્રભુનું કહેલું સાંભળીને મેઘકુમારને જાતિસ્મરણ થયું પોતાના પૂર્વના બન્ને ભવ સંભારીને મેઘકુમારને વૈરાગ્ય થયો, અને પ્રભુને નમીને બોલ્યો કે—“હે નાથ ! હે સ્વામી ! આપ ચિરકાલ જયવંતા વર્તો. જેમ ઉન્માર્ગે જતા રથને કુશલ સારથિ ખરે માર્ગે લાવે, તેમ આપ મને રૂડી રીતે સન્માર્ગે લાવ્યા. પ્રભુ ! આપે મારો ઉદ્ધાર કર્યો” એવી રીતે પ્રતિબોધ પામેલો મેઘકુમાર ચારિત્રને વિષે સ્થિર થયો અને એવો અભિગ્રહ લીધો કે-આજથી મારે બે નેત્રો સિવાય શરીરના બીજા અવયવોની શુશ્રૂષા ગમે તેવું સંકટ પડે તો પણ ન કરવી એવો યાવજ્જીવ સુધીનો અભિગ્રહ કરી, નિરતિચારપણે ચારિત્ર પાળી,

તીવ્ર તપ તપી, અંતે એક માસની સંલેખના કરી, વિજય નામના અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં મોક્ષે જશે આવી રીતે ભગવાન્ ધર્મરૂપી રથના સારથિ છે. ઇતિ મેઘકુમાર દૃષ્ટાન્ત

અથ દ્વિતીય વ્યાખ્યાનમ્

વળી શ્રી અરિહંત ભગવાન્ કેવા છે? તે કહે છે ધર્મને વિષે શ્રેષ્ઠ એવા ચાતુરંત ચક્રવર્તી સમાન જેમ ચક્રવર્તી ત્રણ સમુદ્ર અને ચોથો હિમવંત, એ ચારે પૃથ્વીના અંતને સાધે છે, તેથી બીજા રાજાઓ કરતાં અતિશયવાળા હોય છે, તેમ ભગવાન્ પણ બીજા ધર્મપ્રવર્તકોને વિષે અતિશયવાળા હોવાથી ચક્રવર્તી સમાન છે અથવા ધર્મરૂપી ઉત્તમ ચક્ર વડે નરકાદિ ચારે ગતિનો અંત કરનારા સંસાર સમુદ્રમાં બૂડતા પ્રાણીઓને બેટની પેઠે આધારભૂત, અનાર્યોનો નાશ કરી રક્ષણ કરનાર, કર્મોના ઉપદ્રવથી ભય પામેલાને શરણ છે, પ્રાણીઓને ગતિ છે, દુ:ખી પ્રાણીઓ સુખને માટે જેનો આશરો લે તે ગતિ કહેવાય, સંસારરૂપી કૂવામાં પડતા પ્રાણીઓનો આધાર અસ્ખલિત એવા કેવલજ્ઞાન અને કેવલદર્શનને ધારણ કરનારા નિવૃત્ત થયા છે છદ્મ એટલે ઘાતિકર્મો અથવા સંસાર જેઓથી, એવા રાગ-દ્વેષને જીતનારા ઉપદેશ દ્વારા ભવ્ય પ્રાણીઓને રાગ-દ્વેષ જીતાવનારા ભવસમુદ્રને તરનારા ભવ્યપ્રાણીઓને તારનારા જીવાદિ તત્વોને જાણનારા બીજા પ્રાણીઓને તત્વોનો બોધ આપનારા બાહ્ય અને અભ્યન્તર પરિગ્રહ રૂપ બંધનથી, અથવા કર્મબંધનથી મુક્ત થયેલા બીજાઓને તે બંધનથી મુકાવનારા કેવલજ્ઞાન વડે સઘળું જાણનારા, કેવલદર્શન વડે સઘળું જોનારા, ઉપદ્રવ રહિત, અચલ. રોગ રહિત, અનંતા પદાર્થોના જ્ઞાનસ્વરૂપ, ક્ષય રહિત, પીડા

રહિત, અને જ્યાં ગયા પછી ફરીથી જન્મ લેવો પડતો નથી એવા સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત થયેલા તથા જીતેલ છે કર્મો રૂપી વૈરિઓનો ભય જેઓએ એવા સર્વ જિનેશ્વરોને નમસ્કાર હો. એવી રીતે સર્વ જિનેશ્વરોને નમસ્કાર કર્યા બાદ સૌધર્મેન્દ્ર શ્રીવીરપ્રભુને નમસ્કાર કરે છે? શ્રમણ ભગવાન્ શ્રીમહાવીરને નમસ્કાર હો મહાવીર પ્રભુ કેવા છે? પોતાના તીર્થની અપેક્ષાએ ચતુર્વિધ સંઘરૂપ તીર્થની આદિ કરનારા છેલ્લા તીર્થંકર ઋષભદેવ વિગેરે પૂર્વતીર્થંકરોએ વર્ણવેલા યાવત્ સિદ્ધિગતિ નામના સ્થાનને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા અહીં રહેલો હું, ત્યાં—દેવાનંદાની કુક્ષિમાં રહેલા ભગવંતને વંદન કરું છું ત્યાં રહેલા ભગવાન્ અહીં રહેલો મને પોતાના જ્ઞાન વડે દેખો, એ પ્રમાણે કહીને શ્રમણ ભગવાન્ મહાવીરને વંદન કરે છે, નમસ્કાર કરે છે. વંદન અને નમસ્કાર કરીને ઉત્તમ સિંહાસન ઉપર પૂર્વદિશા તરફ મુખ કરીને બેઠો ત્યાર પછી દેવોના ઈન્દ્ર અને દેવોના રાજા એવા તે શક્રેન્દ્રને આવા સ્વરૂપનો આત્માને વિષે થએલો ચિંતવન સ્વરૂપ અભિલાષા રૂપ મનમાં થયેલો—વચનથી પ્રકાશિત નહિ કરેલો સંકલ્પ ઉત્પન્ન થયો ॥૧૬॥

ઈન્દ્રને શું સંકલ્પ થયો? તે કહે છે— ખરેખર ભૂતકાળે એવું કોઈ વખત થયું નથી વર્તમાનકાલે એવું થતું નથી વળી ભવિષ્યકાળમાં એવું થશે નહિ કે— તીર્થંકરો ચક્રવર્તીઓ બલદેવો અને વાસુદેવો શૂદ્રકુળોમાં અધમકુળોમાં થોડા કુટુંબવાળા કુળોમાં નિર્ધનકુળોમાં કૃપણકુળોમાં ભીખ માગી આજીવિકા ચલાવનારા ભાટ ચારણ વિગેરે ભિક્ષુક કુળોમાં તથા બ્રાહ્મણકુળોમાં, તેઓને ભિક્ષાવૃત્તિવાળા હોવાથી નીચકુલવાળા ગણાય છે. ભૂતકાળમાં આવ્યા હોય વર્તમાનકાલમાં આવતા હોય અને ભવિષ્યકાલમાં આવવાના હોય

એટલે ઉપર બતાવેલા હલકા દેવોમા તીર્થંકર વિગેરે આવ્યા-આવે કે આવશે એ વાત બની નથી, બનતી નથી, તેમ બનશે પણ નહિ ॥૧૭॥

ત્યારે કેવા કુલોમા તીર્થંકર વિગેરે આવે ? તે કહે છે—

નિશ્ચયથી તીર્થંકરો ચક્રવર્તીઓ બલદેવો અને વાસુદેવો શ્રીઋષભદેવે આરક્ષકપણે એટલે કોટવાલ તરીકે સ્થાપેલા ઉગ્રકુળોમા શ્રીઋષભદેવે ગુરુપણે સ્થાપેલા ભોગકુળોમા શ્રીઋષભદેવે મિત્રસ્થાને સ્થાપેલા રાજન્યકુળોમા શ્રી ઋષભદેવનો વંશ જે ઇક્ષ્વાકુ, તે વંશમા થયેલા માણસોના કુળોમા શ્રીઋષભદેવે પ્રજાલોકો તરીકે સ્થાપેલા ક્ષત્રિયકુળોમા હરિવંશકુળોમા તથા શ્રીઋષભદેવના વંશમા થયેલા જ્ઞાતકુળ વિગેરે બીજા પણ તેવા પ્રકારના શુદ્ધજાતિવાળા અને શુદ્ધકુલવાળા વંશોમા, મોસાળનો શુદ્ધ પક્ષ તે શુદ્ધજાતિ કહેવાય, અને પિતાનો શુદ્ધ પક્ષ તે શુદ્ધકુલ કહેવાય આવ્યા હતા આવે છે અને આવશે ॥૧૮॥

પરંતુ લોકોમા અચ્છેરારૂપ એટલે આશ્ચર્યરૂપ પદાર્થ પણ ભવિતવ્યતાને યોગે થાય છે, કે જે અચ્છેરા, અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી ગયા બાદ ઉત્પન્ન થાય છે।

આ અવસર્પિણીમા દસ અચ્છેરા થયા છે, તે નીચે પ્રમાણે—

“શ્રી મહાવીર સ્વામીને કેવલી અવસ્થામા પણ ઉપસર્ગ, ગર્ભહરણ, સ્ત્રી તીર્થંકર, અભાવિત પર્ષદા, એટલે મહાવીર તીર્થંકરની પહેલી દેશના નિષ્ફલ થવી, કૃષ્ણનુ અપરકકામા ગમન, ચન્દ્ર અને સૂર્યનુ મૂલ વિમાને ઉતરવુ, હરિવંશકુળની ઉત્પત્તિ, ચમરેન્દ્રનો ઉત્પાત એટલે ઊંચે જવુ, એક સમયે એકસો ને આઠનુ

સિદ્ધ થવુ, અને અસંયતિઓની પૂજા; એ દશ આશ્ચર્યો અનંત કાળે થયાં છે.”

પહેલુ આશ્ચર્ય-શ્રીવીરપ્રભુને કેવલજ્ઞાન થયા પછી પણ ગોશાલાએ ઉપસર્ગ કર્યો. તે આવી રીતે—

એક વખતે શ્રીવીરપ્રભુ વિચરતા થકા શ્રાવસ્તી નગરીમાં સમોસર્યા. તે સમય ગોશાલો પણ ‘હું છું’ એમ લોકોમાં પોતાની પ્રસિદ્ધિ કરવા થકો તેજ નગરીમાં આવ્યો. ત્યારે લોકોમાં એવી વાત ફેલાણી કે, શ્રાવસ્તી નગરીમાં તો એકી વખતે બે જિનો વર્તે છે. તે સાંભળીને શ્રીગોતમસ્વામીએ પ્રભુને પૂછ્યું કે, હે ભગવન્ ! પોતાને જિન કહેવડાવનાર આ બીજો કોણ છે ?, પ્રભુએ કહ્યુ કે—“હે ગોતમ ! એ માણસ જિન નથી, પણ શરવણ ગામના રહેવાસી મંખલિ નામના માણસની સુભદ્રા નામે સ્ત્રીની કુક્ષિએ જન્મેલો ગોશાલો છે ઘણી ગાયોવાળી બ્રાહ્મણની ગોશાલામા તે જન્મ્યો હતો, તેથી તેનું નામ ગોશાલો પડ્યુ છે ! મારી છદ્મસ્થ અવસ્થામાં છ વરસ સુધી તે મારી સાથે વિચરી, મારા જ શિષ્ય તરીકે તે રહી મારી પાસેથી કાંઈક બહુશ્રુત થઈને પોતાને ફોગટ જિન કહેવરાવે છે, આવુ ભગવતનું વચન સાંભળીને લોકોમાં વાત ફેલાઈ ગઈ કે, ગોશાળો જિન નથી. આ વાત નગરીમાં સ્થળે સ્થળે સાંભળીને ગોશાલાને ગુસ્સો ચડ્યો એક દિવસ ભગવતનો આણંદ નામે શિષ્ય ગોચરીએ ગયો હતો, તેને ગોશાળે કહ્યુ કે—“હે આણંદ ! તુ એક દૃષ્ટાંત સાંભળ —કેટલાએક વેપારીઓ પૈસો મેળવવા માટે ગાડાઓમાં વિવિધ પ્રકારના કરિયાણા ભરીને પરદેશ ચાલ્યા ચાલતા ચાલતા એક જંગલમાં પડ્યા ! ત્યાં કોઈ સ્થળે પાણી ન મળવાથી બહુ તરસ્યા થયા, તેથી પાણીની તપાસ કરવા લાગ્યા એવામા તેઓએ રાફડાના ટેકરા જોયા ! રાફડાની ચારે તરફ લીલુ ઘાસ ઉગેલુ જોઈ તેઓને નિશ્ચય થયો કે, રાફડામા પાણી હોવુ

જોઈએ પછી તેઓએ એક ટેકરો ખોદ્યો, તેમાથી ઘણુ પાણી નીકળ્યુ તે પાણી પીવાથી તેઓની તરસ છીપી, વળી પોતાની પાસેના વાસણો પણ પાણીથી ભરી લીધા પછી એક વૃદ્ધ માણસે કહ્યુ કે-'આપણુ કામ સિદ્ધ થયુ છે. માટે હવે બીજો ટેકરો ખોદશો નહિ' એમ છતા પણ તેઓએ બીજો ટેકરો ખોદ્યો, તેમાથી સોનુ નીકળ્યુ વળી વૃદ્ધ માણસે વાર્યા છતા તેઓએ ત્રીજો ટેકરો ખોદ્યો, તેમાથી રત્નો નીકળ્યા ત્યારે પેલા વૃદ્ધ માણસે કહ્યુ કે-'ભાઈઓ ! આપણને પાણી મળ્યુ, સોનુ તથા રત્નો મળ્યા હવે ચોથો ટેકરો ખોદશો નહિ જો ખોદશો તો તેમા મને ઠીક જણાતુ નથી માટે આ બૂઢાનુ કહ્યુ માનો અને હવે રસ્તો પકડો' આ પ્રમાણે વારવા છતા વેપારીઓએ અત્યત લોભને વશ થઈ ચોથો ટેકરો પણ ખોદ્યો તેમાથી દૃષ્ટિવિષ સર્પ નીકળ્યો તે સર્પે ક્રોધથી રાફડા ઉપર ચડી, ચારે તરફ દૃષ્ટિ ફેકી તેઓને ભસ્મીભૂત કરી નાખ્યા હવે તે વેપારીઓને હિતોપદેશ આપી વારવાવાળો પેલો વૃદ્ધ માણસ તો ન્યાયી હતો, તેથી તેના ઉપર અનુકપા આવવાથી વનદેવતાએ તેને જીવતો પોતાને સ્થાનકે પહોચાડ્યો એવી રીતે એ આણદ તારો ધર્માચાર્ય આટલી બધી પોતાની સપદા હોવા છતા હજુ પણ અસતુષ્ટ થઈને જેમ તેમ નિદા કરી મને ક્રોધ ચડાવે છે તેથી હુ મારા પોતાના તપના તેજથી તેને આજેજ બાળીને ભસ્મ કરી નાખીશ, અત્યારે તે માટેજ ચાલ્યો છુ માટે જા, તુ જલદી જઈને તેને આ સઘળો વૃત્તાત નિવેદન કર ત્યા જઈને તારા ધર્માચાર્યને હિતકર ઉપદેશ આપજે, તેથી તુ તો ન્યાયી હોવાથી પેલા વૃદ્ધ વેપારીની જેમ હુ તને જીવતો રાખીશ'. આ પ્રમાણે સાભળી આણદ મુનિ ભયભીત થઈ ગયા, અને ભગવતની પાસે જલદી

આવીને તે સર્વ વૃત્તાંત જણાવ્યો પ્રભુએ કહ્યુ કે–'આ ગોશાળો આવે છે, તેથી આણુંદ ! તમે સાધુઓ તુરતમાં આડાઅવળા ચાલ્યા જાઓ વળી ગૌતમ વગેરેને નિવેદન કર કે કોઈ પણ સાધુ તેની સાથે ભાષણ ન કરે' તેઓએ તેમ કર્યા બાદ ગોશાળો ભગવંતની પાસે આવ્યો, અને બોલ્યો કે–'અરે કાશ્યપ ! તું એમ કેમ બોલ્યા કરે છે કે, આ ગોશાળો તો મંખલિનો પુત્ર છે ?. તે તારો શિષ્ય તો મૃત્યુ પામ્યો છે, હું તો બીજો જ માણસ છું, પરંતુ તે ગોશાલાના શરીરને પરિષહો સહન કરવામાં સમર્થ જાણીને હું તે શરીરમાં રહ્યો છું. એવી રીતે તેણે કરેલા ભગવાનના તિરસ્કારને સહન ન કરી શકવાથી સુનક્ષત્ર અને સર્વાનુભૂતિ નામના બે સાધુઓ તેને વચમાં ઉત્તર દેવા લાગ્યા. તેથી ગોશાળે ગુસ્સે થઈ તેઓ બન્ને ઉપર તેજોલેશ્યા મૂકીને તેઓને બાળી નાખ્યા. તે બે સાધુઓ કાલ કરી સ્વર્ગમાં ગયા પ્રભુએ ગોશાલાને કહ્યુ કે–"હે ગોશાલા ! કોઈ ચોર ચોરી કરતાં માણસોના ટોળામાં સપડાઈ ગયો, તે વખતે કીલ્લો પર્વત કે ગુફા જેવું છુપાવવાનું સ્થાન ન મળવાથી પોતાની આંગળી અથવા તણખલા વડે પોતાને છુપાવે તો તેથી શું તે છુપાઈ શકે ?. એવી રીતે તું પણ જેમ તેમ બોલી પોતાને છુપાવવાનો પ્રયત્ન કરે છે, તેથી શું તું છુપાઈ શકીશ ? તું તેજ ગોશાળો છે, બીજો કોઈ નથી, ફોગટ શા માટે તારા આત્માને છુપાવે છે ?" આવી રીતે સમભાવ-પણે યથાસ્વરૂપ ભગવંતે કહ્યા છતાં તે દુરાત્માએ ક્રોધ કરી ભગવંત ઉપર પણ તેજોલેશ્યા મૂકી પરંતુ તે તેજોલેશ્યા પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દઈને ગોશાલાનાજ શરીરમાં દાખલ થઈ તેને લીધે તેનું આખું શરીર દાઝી ગયું, અને તેથી સાત દિવસ સુધી અત્યંત વેદના ભોગવી સાતમી રાત્રિએ મરણ પામ્યો. તેજો-


॥ ૪૯ ॥

લેશ્યાના તાપથી ભગવાનને પણ છ મહિના સુધી લોહીખંડ ઝાડો રહ્યો શ્રીવીરપ્રભુને કેવલજ્ઞાન થયા પછી પણ આવી રીતે ઉપસર્ગ થયો તીર્થંકરને કેવલજ્ઞાન થયા પછી ઉપસર્ગ ન થાય, છતા ઉપસર્ગ થયો એ અચ્છેરૂ થયુ ૧

બીજુ અચ્છેરૂ–ગર્ભહરણ, એટલે ગર્ભનુ એક ઉદરમાથી બીજા ઉદરમાં મૂકાવું તે પહેલાંના કોઈ પણ જિનેશ્વરને થયુ નથી પણ શ્રીવીરપ્રભુના ગર્ભનુ સંક્રમણ દેવાનંદાની કુક્ષિમાથી ત્રિશલારાણીની કુક્ષિમાં થયું છે એ અચ્છેરૂ થયું ૨

ત્રીજુ અચ્છેરૂ–સ્ત્રી તીર્થંકર એવો નિગમ છે કે, તીર્થંકરો પુરૂષો જ હોય છે, કદાપિ સ્ત્રી ન હોય પણ આ અવસર્પિણીમાં મિથિલા નગરીના રાજા કુંભરાજની મલ્લિ નામે કુંવરીએ ઓગણીસમા તીર્થંકરરૂપે થઈને તીર્થ પ્રવર્તાવ્યુ, એ અચ્છેરૂ થયુ ૩.

ચોથુ અચ્છેરૂ–અભાવિત પર્ષદા એટલે તીર્થંકરની દેશના નિષ્ફળ થવી. તીર્થંકરની દેશના કોઈ પણ વખતે નિષ્ફળ થતી નથી પણ આ અવસર્પિણીમાં શ્રીવીરપ્રભુએ કેવલજ્ઞાન પામ્યા બાદ દેવોએ રચેલા પહેલા સમવસરણની અંદર દેશના દીધી, છતાં તેથી કોઈને વીરતિ પરિણામ થયો નહિ. એ અચ્છેરૂ થયું ૪

પાંચમુ અચ્છેરૂ–દ્રૌપદી માટે નવમા વાસુદેવ શ્રીકૃષ્ણનુ અપરકંકા નામે નગરીમાં ગમન થયુ. તે આ રીતે–એક દિવસ પાંડવોની ભાર્યા દ્રૌપદી પાસે નારદ ઋષિ આવ્યા તે વખતે તેણીએ નારદને અસંયતિ જાણીને 'ઉભા થઈ સામે આવવુ' વિગેરે આદર સત્કાર કર્યો નહિ, તેથી ગુસ્સે થયેલા નારદે વિચાર્યું કે

–'મારૂં અપમાન કરનારી દ્રૌપદીને ગમે તેમ કરી કષ્ટમાં નાખુ'' એમ વિચારી નારદ ધાતકીખંડના ભરતક્ષેત્રમાં ગયા. ત્યાં અપરકંકા નગરીનો રાજા પદ્મોત્તર સ્ત્રીઓમાં અત્યન્ત લુબ્ધ હતો, તેથી તેની પાસે જઈ દ્રૌપદીના રૂપનું વર્ણન કર્યું તેથી પદ્મોત્તરે દ્રૌપદી ઉપર અનુરાગી થઈ, પોતાના મિત્ર એક દેવ પાસે તેણીનુ હરણ કરાવી, પોતાના અન્તઃપુરમાં રાખી. મહાસતી દ્રૌપદીએ ત્યાં પણ પોતાનુ સતીપણું જાળવી રાખ્યું હવે પાંડવોની માતા કુંતીએ દ્રૌપદી ગુમ થયાની વાત કૃષ્ણને જાહેર કરી તેથી તેણે ઘણે સ્થળે શોધ કરાવી, પણ પત્તો લાગ્યો નહિ એટલામા નારદને મોઢેથી જ દ્રૌપદીના સમાચાર મળ્યા. પછી કૃષ્ણે લવણસમુદ્રના અધિષ્ઠાયક સુસ્થિત દેવનુ આરાધન કર્યું, પ્રસન્ન થયેલા દેવે સમુદ્રમાં માર્ગ આપ્યો, તેથી બે લાખ યોજન વિસ્તારવાળા લવણસમુદ્રને કૃષ્ણ તથા પાંડવોના રથ તરી ગયા અને પછી અપરકંકામાં જઈ, નરસિંહનુ રૂપ કરી, કૃષ્ણે પદ્મોત્તર રાજાને જીત્યો દ્રૌપદીના વચનથી તેને જીવતો છોડ્યો. દ્રૌપદીને સાથે લઈ પાછા ફરતા કૃષ્ણે પોતાનો શંખ ફૂક્યો, તે શંખનો શબ્દ સાભળી ત્યાંના કપિલ વાસુદેવને આશ્ચર્ય થયુ, અને તેથી તેણે ત્યા વિચરતા શ્રીમુનિસુવ્રત જિનેશ્વરને પૂછ્યુ, ત્યારે તેમણે કૃષ્ણ વાસુદેવ આવ્યાનુ જણાવ્યુ આ પ્રમાણે સાંભળી કપિલ વાસુદેવ કૃષ્ણ વાસુદેવને મળવા માટે ઉત્સુક થઈ તુરત સમુદ્રને કાંઠે આવ્યો, અને પોતાનો શંખ ફૂક્યો, સમુદ્રમા ગમન કરતાં કૃષ્ણે પણ પોતાનો શંખ ફૂક્યો, તે બન્ને વાસુદેવના શંખનાદો મળ્યા આવી રીતે પહેલા કોઈ વખત થયુ નથી, તેથી અચ્છેરુ થયુ ૫.

॥ ૫૨ ॥

છઠ્ઠું અચ્છેરૂ-કૌશાબી નગરીમા ભગવાન્ શ્રીમહાવીરને વાંદવા માટે સૂર્ય અને ચદ્ર પોતાના મૂળ વિમાનો સાથે ઉતર્યા હતા, એવુ કોઈ વખત થયું નથી, તેથી અચ્છેરુ થયુ ૬

સાતમુ અચ્છેરુ-હરિવશ કુલની ઉત્પત્તિ તે આવી રીતે-કૌશાંબી નગરીના રાજા સુમુખે વીરક નામના શાળવીની વનમાલા નામની સ્રીને અત્યન્ત રૂપાલી દેખી અન્ત પુરમા બેસાડી દીધી તેથી તે શાળવી પોતાની પ્રાણપ્રિયાના વિયોગથી એટલો બધો ગાડો થઈ ગયો કે, જેને દેખે તેને 'વનમાલા' 'વનમાલા' કહીને બોલાવવા લાગ્યા કૌતુકપ્રિય લોકો અને બાળકોથી ઘેરાએલો તે ગાડો વીરક એક વખત રાજાના મહેલ નીચે આવ્યો, અને 'વનમાલા વનમાલા' પોકારવા લાગ્યો ઝરુખામા બેસી ક્રીડા કરી રહેલા રાજાએ અને વનમાલાએ તેને દેખ્યો ત્યારે વીરકની આવી દયાજનક હાલત જોઈ તેઓ ખેદ કરવા લાગ્યા કે, 'આપણે આ કામ અનુચિત કર્યુ, આપની વિષયવાસનાની તૃપ્તિ ખાતર આ નિરપરાધી માણસની જીંદગી બરબાદ કરી વિષયને વશ થઈ કામાધ માણસો શુ શુ અનર્થ નથી કરતા ?' આ પ્રમાણે પોતે કરેલા અનુચિત કાર્ય માટે ખેદ કરે છે, તેવામા ભવિતવ્યતાને યોગે તેઓ ઉપર વિજળી પડવાથી તેઓ બન્ને મરીને હરિવર્ષ ક્ષેત્રમા યુગલીયા થયા હવે રાજા અને વનમાલા મરી ગયા જાણી વીરકને શુદ્ધિ આવી, તે વિચારવા લાગ્યો કે-'ઠીક થયુ, પાપીઓને પાપ નડ્યુ' ધીરે ધીરે વીરક ડાહ્યો થઈ ગયો ત્યાર પછી તે વૈરાગ્યભાવથી તાપસ થઈ તપ તપીને મૃત્યુ પામી વ્યન્તર દેવ થયો તે વ્યતર વિભગજ્ઞાન વડે બન્ને યુગલીયાને જોઈ ચિતવવા લાગ્યો કે-'અરેરે ! આ બન્ને મારા પૂર્વભવના વૈરિ યુગલીયાનુ સુખ

ભોગવી રહ્યા છે, અને વળી પાછા દેવ થઈ અનુપમ સુખ ભોગવશે. માત્ર તેઓ સુખ ભોગવે એ મારાથી કેમ સહન થાય? તેથી આ બન્નેને દુર્ગતિમાં પાડું જેથી દુઃખ પામે' એમ વિચારી તે વ્યંતર પોતાની શક્તિ વડે તે બન્નેનાં શરીર અને આયુષ્ય સંક્ષિપ્ત કરી દીધા. અને આ ભરતક્ષેત્રમાં લાવીને રાજ્ય આપી સાત વ્યસન શીખવાડયાં તે બેના નામ 'હરિ' અને 'હરિણી' એમ પ્રસિદ્ધ કરીને, પોતાના પૂર્વભવના વૈરિઓને માંસ મદિરાદિ સાત વ્યસનોમાં આશક્ત કરીને વ્યંતર ચાલ્યો ગયો. તે બન્ને સાતે વ્યસન સેવી મૃત્યુ પામી નરકમાં ગયા. તે હરિના વંશમાં જે માણસો થયા તે હરિવંશથી ઓળખાવા લાગ્યા. અહીં યુગલીયાનું આ ક્ષેત્રમાં આવવું, તેઓનાં આયુષ્ય અને શરીરનું સંક્ષિપ્ત થવું, તથા યુગલીયાનું નરકે જવું, એ સઘળું અચ્છેરારૂપ જાણવું ૭

આઠમું અચ્છેરું—અસુરકુમારોના ઇન્દ્ર ચમરેન્દ્રનું ઊંચે જવું તે આ રીતે.

પૂરણ નામનો ઋષિ તપ તપીને ચમરેન્દ્ર થયો. નવા ઉત્પન્ન થયેલા તેણે અવધિજ્ઞાન વડે પોતાના મસ્તક ઉપર સૌધર્મેન્દ્રને જોયો, તેથી ઇર્ષાથી ધમધમી રહેલા તેણે ગુસ્સે થઈ, ભગવાન્ શ્રીમહાવીરનું શરણું લઈ, ભયંકર રૂપ કરી, લાખ યોજન શરીર કરી, હાથમાં પરિઘ નામનું હથિયાર લઈ, ગર્જના કરી તે પરિઘને ચારે તરફ ઘૂમાવતો શક્રના આત્મરક્ષક દેવોને ત્રાસ પમાડતો ઊંચે ગયો, અને સૌધર્માવતંસક વિમાનની વેદિકામાં પગ મૂકી શક્રનો આક્રોશ તથા તિરસ્કાર કરવા લાગ્યો તેથી શક્રે પણ ક્રુદ્ધ થઈ તેના તરફ જાજ્વલ્યમાન વજ્ર છોડયું તેથી ભયભીત બનેલો ચમરેન્દ્ર તુરત પ્રભુ વીરના ચરણકમળમાં આવી પડયો. ત્યાર પછી શક્રે તે વૃત્તાન્ત અવધિજ્ઞાનથી જાણી, તીર્થંકરની આશાતનાના ભયથી તુરત ત્યાં આવી

॥ ૫૩ ॥

વજ્ર હજુ ચાર અગુલ છેટુ હતુ તેવામા સહરી લીધું. અને ચમેરેન્દ્રને કહ્યુ કે—'આજ તો ફક્ત પ્રભુની કૃપાથી જ તને છોડી દઉ છુ' એમ કહીને તેને છોડી દીધો એવી રીતે ચમરેન્દ્રનુ જે ઊર્ધ્વગમન થયુ, તે અચ્છેરુ જાણવુ ૮

નવમુ અચ્છેરુ–ઉત્કૃષ્ટ અવગાહનાવાળા એકસો ને આઠ એક સમયે સિદ્ધ ન થાય, અવસર્પિણીમા સિદ્ધ થયા તે આ પ્રમાણે–શ્રીઋષભદેવ, ભરત સિવાય તેમના નવાણુ પુત્રો, અને ભરતના આઠ પુત્રો, એમ ઉત્કૃષ્ટ અવગાહનાવાળા એકસો આઠ એક સમયમા સિદ્ધ થયા, તે અચ્છેરુ થયુ ૯

દસમુ અચ્છેરુ–અસયતિઓની પૂજા આરભ–પરિગ્રહમા આસક્ત જે અસયમી બ્રાહ્મણો વિગેરે, તેઓની પૂજા નવમા અને દસમા જિનેશ્વરની વચ્ચેના કાળમા થઈ છે હમેશા સયતિઓજ પૂજાય છે, પણ આ અવસર્પિણીમા અસયતિઓની પણ પૂજા થયેલી છે, એ અચ્છેરુ થયુ ૧૦.

આ દસે અચ્છેરા અનતકાલ ગયા બાદ આ અવસર્પિણીમાં થયા છે એવીજ રીતે કાળનુ તુલ્યપણુ હોવાથી બાકીના પણ ચાર ભરતોમા તથા પાચ ઐરવતોમા પ્રકારાતરે દસ દસ અચ્છેરાં જાણી લેવા હવે આ દસ અચ્છેરા કયા કયા તીર્થંકરના તીર્થમા થયાં છે તે જણાવે છે–ઉત્કૃષ્ટ અવગાહનાવાળા એકસો આઠ એક સમયે સિદ્ધ થયા, તે શ્રીઋષભદેવના તીર્થમા જાણવુ હરિવંશની ઉત્પત્તિ શ્રીશીતલનાથના તીર્થમા જાણવી. કૃષ્ણ વાસુદેવનુ અપરકકામા ગમન શ્રીનેમિનાથના તીર્થમા જાણવુ હરિવશની ઉત્પત્તિ શ્રીશીતલનાથના તીર્થમા જાણવી કૃષ્ણ વાસુદેવનુ અપરકકામા ગમન શ્રીનેમિનાથના તીર્થમાં જાણવુ. સ્રીનુ તીર્થંકર થવુ, તે શ્રીમલ્લિનાથના તીર્થમા જાણવુ અસયતિઓની પૂજા શ્રીસુવિધિનાથના તીર્થમા જાણવી

બાકીના—ઉપસર્ગ, ગર્ભાપહાર, અભાવિત પર્ષદા, ચમરેન્દ્રનું ઊંચે જવું, તથા સૂર્ય ચન્દ્રનું મૂલ વિમાને ઉતરવું, એ પાંચ અચ્છેરાં શ્રીમહાવીરસ્વામીના તીર્થમાં જાણવા. વળી તે શક્રેન્દ્ર વિચારે છે કે—

સંજ્ઞા વડે નીચગોત્ર નામનું જે કર્મ કેવું ? તે કહે છે- જેની સ્થિતિનો ક્ષય થયો નથી જેનો રસ અનુભવ્યો નથી એટલે વેદ્યો નથી તથા જે કર્મના પ્રદેશો જીવપ્રદેશ થકી નાશ પામ્યા નથી એવા પ્રકારના નીચગોત્ર નામના કર્મના ઉદયથી શ્રીમહાવીર તીર્થંકર નીચ ગોત્રમા બ્રાહ્મણીના કુક્ષિમાં ગર્ભપણે ઉત્પન્ન થયા છે તે નીચગોત્ર ભગવાને સ્થૂલ સત્યાવીસ ભવની અપેક્ષાએ ત્રીજે ભવે બાંધ્યુ હતુ તે આ પ્રમાણે—

## શ્રી મહાવીરસ્વામીના સત્યાવીસ ભવ—

પહેલા ભવમા વીરપ્રભુનો જીવ પશ્ચિમ મહાવિદેહમા નયસાર નામે ગ્રામપતિ હતો તે એક વખત પોતાના સ્વામીની આજ્ઞાથી કાષ્ઠ માટે વનમાં ગયો. બપોર વખતે સેવકોએ ભોજન તૈયાર કર્યું, ત્યારે તેને વિચાર થયો કે-'અહો ! આ સમયે કોઈ અતિથિ આવી જાય તો બહુ સારુ. એમ વિચારી ચારે તરફ દૃષ્ટિ ફેરવે છે, તેવામા માર્ગથી ભૂલા પડેલા સાધુઓને જોયા. સાધુઓને જોઈ તે બહુ ખુશી થયો, અને 'અહો ! હુ કેવો ભાગ્યશાલી કે ભોજન વખતે આવા સુપાત્ર સાધુઓનો મને સમાગમ થયો' એમ વિચારી, રોમાંચિત થઈ, તે સાધુઓને વિપુલ રસોઈ વહોરાવી. પછી પોતે ભોજન કરી, સાધુઓ પાસે જઈ, નમસ્કાર કરીને કહ્યુ કે—'હે મહાત્માઓ ! પધારો, હુ આપને રસ્તો બતાવુ છુ' એમ કહી સાધુઓ સાથે ચાલ્યો માર્ગમા ચાલતા સાધુઓએ તેને યોગ્ય જાણી, એક વૃક્ષ નીચે બેસી ધર્મનો ઉપદેશ આપ્યો અને તેથી સમકિત પામ્યો હવે નયસાર પોતાના આત્માને ભાગ્યશાલી માનતો થકો સાધુઓને વંદન કરી પોતાને ગામ

આવ્યો આયુષ્ય પૂરુ થતા અંતે પંચ પરમેષ્ઠીના નમસ્કાર પૂર્વક મૃત્યુ પામી (૧)

(૨) બીજે ભવે સૌધર્મકલ્પમા પલ્યોપમના આયુષ્યવાળો દેવ થયો

(૩) ત્યાથી ચ્યવીને ત્રીજે ભવે ભરત ચક્રવર્તીનો મરીચી નામે પુત્ર થયો મરીચીને વૈરાગ્ય થવાથી શ્રીઋષભદેવ પ્રભુ પાસે તેણે દીક્ષા લીધી, અને સ્થવિરો પાસે અગીયાર અંગો ભણ્યો એક દિવસ ઉનાળામા તાપ આદિકથી પીડિત થઈ વિચારવા લાગ્યો કે-"સંયમનો ભાર તો બહુ જ આકરો છે, હુ તેને વહન કરવાને શક્તિમાન્ નથી, વળી આ છોડીને ઘેર જવુ એ પણ ઠીક નથી એમ વિચારી તેણે નવીન જાતનો વેષ રચ્યો, તે આ પ્રમાણે-"સાધુઓ તો મનદંડ વચનદંડ અને કાયદંડ, એ ત્રણ દંડથી વિરત થયેલા છે, હુ ત્રણ દંડથી વિરત નથી, માટે મારે ત્રિદંડનુ ચિહ્ન રાખવુ સાધુઓ દ્રવ્યથી મુંડિત થયેલા છે, તેમ-રાગદ્વેષ વર્જેલા હોવાથી ભાવથી પણ મુંડિત થયેલા છે. હુ તેવો નથી, માટે હુ મસ્તક પર ચોટલી રાખી હજામત કરાવીશ સાધુઓને સર્વ પ્રાણાતિપાતાદિકથી વિરતિ છે, હુ તેવો નથી, માટે સ્થૂલ પ્રાણાતિપાતાદિકથી વિરતિ પાળીશ સાધુઓ શીયળ રૂપ સુગંધીથી વાસિત થયેલા છે, હુ તેવો નથી માટે હુ શરીરે ચંદનાદિ સુગંધી વસ્તુઓનુ વિલેપન કરીશ સાધુઓ મોહ રહિત છે, હુ મોહથી આચ્છાદિત થયેલો છુ, માટે હુ છત્ર રાખીશ સાધુઓ પગરખા વિના ઉઘાડે પગે ચાલનાર છે, હુ પગમાં પાવડીઓ પહેરીશ સાધુઓ કષાય રહિત છે, હુ તો કષાય સહિત છુ, તેથી હુ રંગેલા-ભગવા કપડા પહેરીશ સાધુઓ સ્નાનથી વિરતિવાળા છે, પણ હુ તો પરિમિત જલથી સ્નાન અને પાન કરીશ" એવી રીતે તેણે પોતાનીજ બુદ્ધિથી પરિવ્રાજકનો વેષ નીપજાવ્યો તેને આવા વિચિત્ર વેષવાળો જોઈને લોકો ધર્મ પૂછવા

લાગ્યા, પણ તેઓની આગળ મરીચિ તો સાધુધર્મની પ્રરૂપણા કરતો, અને પોતાની દેશનાશક્તિથી અનેક રાજપુત્રાદિકોને પ્રતિબોધી પ્રભુ પાસે મોકલી દીક્ષા અપાવતો. વળી તે પ્રભુની સાથે જ વિચરતો. એક વખત ભગવાન્ વિચરતાં વિચરતાં અયોધ્યા નગરીમાં સમવસર્યા. પ્રભુને વંદન કરવા માટે આવેલા ભરતે પૂછ્યું કે-"હે સ્વામિન્ ! આ પર્ષદામાં કોઇ એવો જીવ છે કે જે ભરતક્ષેત્રમાં આ ચોવીશીમાં તીર્થંકર થવાનો હોય ?" પ્રભુએ ઉત્તર આપ્યો કે-"ભરત ! તારો આ મરીચિ નામનો પુત્ર આ અવસર્પિણીમાં વીર નામનો ચોવીસમો તીર્થંકર થશે. તથા મહાવિદેહ ક્ષેત્રમાં મૂકા નામની રાજધાનીમાં પ્રિયમિત્ર નામનો ચક્રવર્તી થશે, વળી આજ ભરતક્ષેત્રમાં પોતન નામના નગરનો સ્વામી ત્રિપૃષ્ઠ નામનો પહેલો વાસુદેવ થશે" આ પ્રમાણે પ્રભુનુ વચન સાંભળી રોમાંચિત થયેલા ભરત મહારાજા મરીચિને વંદન કરવા ગયા. જઈને વિનય વડે મરીચિને ત્રણ પ્રદક્ષિણા દઈ વંદન કર્યું. પછી તેણે સ્તુતિ કરી કે-"હે મરીચિ ! આ દુનિયામાં જેટલા લાભો છે તેટલા તમેજ મેળવ્યા છે. કારણ કે તમે વીર નામના ચોવીસમાં તીર્થંકર, પ્રિયમિત્ર નામના ચક્રવર્તી, અને ત્રિપૃષ્ઠ નામના વાસુદેવ થશો". આ પ્રમાણે પ્રભુએ કહેલી બધી વાત પ્રગટ કરીને કહ્યુ કે-"હુ તમારા આ પરિવ્રાજકપણાને તથા તમારા આ જન્મને વંદન કરતો નથી, પણ તમે છેલ્લા તીર્થંકર થશો. તેથી વંદન કરૂ છુ, કારણ કે-વર્તમાન તીર્થંકરની જેમ ભાવી તીર્થંકર પણ વંદનને યોગ્ય છે". ઇત્યાદિ મધુર વાણીથી વારવાર સ્તુતિ કરીને ભરત મહારાજા પોતાને સ્થાનકે ગયા. હવે મરીચિ ભરતે કહેલ હકીકત સાંભળી અતિશય હર્ષિત થયો, અને ત્રણ વાર પગ સાથે હાથનું આસ્ફાલન કરી નાચતો બોલવા લાગ્યો કે-

॥ ૫૭ ॥

"હું પહેલો વાસુદેવ થઈશ, હુ મૂકા નગરીમાં ચક્રવર્તી થઈશ, તથા હું છેલ્લો તીર્થંકર થઈશ, અહો ! મારુ કુળ અતિ ઉત્તમ છે. હુ વાસુદેવોમા પહેલો થઈશ, વળી મારા પિતા પણ ચક્રવર્તીઓમા પહેલા છે તેમ મારા પિતાના પિતા પણ જિનેશ્વરોમાં પહેલા છે, માટે અહો ! મારુ કુળ અતિ ઉત્તમ છે".

એવી રીતે મરીચિએ જાતિનો મદ કરવાથી નીચ ગોત્રકર્મ બાંધ્યુ. કહ્યુ છે કે–

"જે માણસ જાતિ, લાભ કુલ, ઐશ્વર્ય, બલ, રૂપ, તપ અને જ્ઞાનનો મદ કરે છે, તે માણસને તે જાતિ આદિ હીન મલે છે"

હવે પ્રભુ મોક્ષે ગયા બાદ પણ મરીચિ સાધુઓ સાથે વિચરતો છતો આગલની પેઠેજ માણસોને પ્રતિબોધ આપી શિષ્ય કરવા સાધુઓને સોપતો. એક દહાડો તેને શરીરે કાઇક માદગી થઈ આવી, પણ તે અવિરતિ હોવાથી તથા તેનો વેષ જુદો હોવાથી કોઈ સાધુઓએ તેનુ વૈયાવચ્ચ કર્યું નહિ, ત્યારે તે વિચારવા લાગ્યો કે–"અરેરે ! ઘણા વખતના પરિચયવાળા પણ સાધુઓ મારી સારવાર કરતા નથી. પણ તેમાં મારો જ દોષ છે, હુ અસંયમી છું, તેથી પોતાના શરીરની પણ મૂર્છા ન રાખનારા કૃતકૃત્ય થયેલા મહાત્મા સંયમી મુનિઓ અવિરતિ એવા મારી સારવાર કેમ કરે ? માટે હુ નીરોગી થાઉ ત્યારે વૈયાવચ્ચ કરે એવો એકાદ શિષ્ય કરુ જેથી આવે વખતે કામ આવે". પછી મરીચિ અનુક્રમે નીરોગી થયો. એક દહાડો કપિલ નામે રાજપુત્ર તેનો ઉપદેશ સાભળી પ્રતિબોધ પામ્યો, ત્યારે મરીચિએ કહ્યુ કે–'કપિલ ! તુ સાધુ પાસે જા, અને મોક્ષપદનો અદ્વિતીય હેતુ એવો મુનિમાર્ગ સ્વીકાર'. પણ કર્મના ઉદયને લીધે મુનિમાર્ગથી પરાગમુખ બનેલા કપિલે કહ્યુ કે–'હુ તો તમારીજ પાસે દીક્ષા લઈશ, જો મુનિમાર્ગ જ મોક્ષનો

હેતુ હોય તો તમે આ પરિવ્રાજકનો વેશ કેમ સ્વીકાર્યો ?' મરીચિએ કહ્યુ કે–'કપિલ હુ મુનિમાર્ગ પાળવાને અસમર્થ છું, મુનિઓ તો મન વચન અને કાયાના દંડથી વિરત થયેલાં હોય છે, હું તેવો નથી' ઇત્યાદી પોતાની સત્ય હકીકત જણાવી. કપિલે કહ્યું–સ્વામી ! શુ તમારા મતમા ધર્મ નથી જ' ! ત્યારે મરીચિએ વિચાર્યું કે–'ખરેખર, આ ભારેકર્મી હોવાથી જિનેન્દ્રે પ્રરૂપેલો સત્ય માર્ગ સ્વીકારતો નથી, માટે મારેજ શિષ્ય કરવો ઠીક છે. મારે યોગ્ય જ આ શિષ્ય મળી ગયો છે'. એમ વિચારી કહ્યુ કે, જેમ જિનેશ્વરે પ્રરૂપેલા માર્ગમાં ધર્મ છે તેમ આ મારા માર્ગમાં પણ ધર્મ છે". એવી રીતે મરીચિ ઉત્સૂત્ર વાક્ય બોલ્યો તે સાંભળી કપિલે તેની પાસે દીક્ષાલીધી, મરીચિએ ઉત્સૂત્ર પ્રરૂપવાથી પોતાની કોડાકોડી સાગરોપમ જેટલો સંસાર વધાર્યો. હવે તે કર્મને આલોચ્યા વિના ચોરાશી લાખ પૂર્વનુ આયુષ્ય પાળી ત્યાંથી કાળ કરીને,

(૪) તે વીરપ્રભુનો જીવ ચોથા ભવમા બ્રહ્મદેવલોકમાં દશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો.

(૫) ત્યાંથી ચ્યવીને પાંચમા ભવમાં કોલ્લાક નામના ગામમાં એંશી લાખ પૂર્વના આયુષ્યવાળો કૌશિક નામે બ્રાહ્મણ થયો. વિષયમાં આસક્ત, દ્રવ્ય ઉપાર્જન કરવામાં તત્પર, અને હિંસાદિકમાં ક્રુર હૃદયવાળો તે બ્રાહ્મણ ઘણો કાળ ગૃહસ્થવાસ ભોગવી, અંતે ત્રિદંડી થઇ, મૃત્યુ પામીને, ઘણા કાળ સુધી સંસારમાં ભમ્યો, તે ભવો સ્થૂલભવોમાં ગણ્યા નથી

(૬) ત્યાંથી છઠ્ઠે ભવે સ્થૂણા નગરીમા બોતેર લાખ પૂર્વના આયુષ્યવાળો પુષ્પ નામે બ્રાહ્મણ થયો તે અંતે ત્રિદંડી થઇ, મૃત્યુ પામીને.

(૭) સાતમે ભવે સૌધર્મ દેવલોકમાં મધ્યમ સ્થિતિવાળો દેવ થયો

(૮) ત્યાથી ચ્યવીને આઠમે ભવે ચૈત્ય નામના ગામમા સાઠ લાખ પૂર્વના આયુષ્યવાળો અગ્નિદ્યોત નામે બ્રાહ્મણ થયો અતે ત્રિદડી થઈ, મૃત્યુ પામીને

(૯) નવમે ભવે ઇશાન દેવલોકમા મધ્યમ સ્થિતિવાળો દેવ થયો

(૧૦) ત્યાથી ચ્યવીને દસમે ભવે મદર નાગે ગામમા છાપન લાખ પૂર્વના આયુષ્યવાળો અગ્નિભૂતિ નામે બ્રાહ્મણ થયો અતે ત્રિદડી થઈ, મૃત્યુ પામીને

(૧૧) અગીઆરમે ભવે સનત્કુમાર દેવલોકમાં મધ્યમ આયુષ્યવાળો દેવ થયો

(૧૨) ત્યાથી ચ્યવીને બારમે ભવે શ્વેતાણી નગરીમાં ચુમ્માલીશ લાખ પૂર્વના આયુષ્યવાળો ભારદ્વાજ નામે બ્રાહ્મણ થયો તે અતે ત્રિદડી થઈ, મૃત્યુ પામીને

(૧૩) તેરમે ભવે માહેન્દ્ર દેવલોકમા મધ્યમ સ્થિતિવાળો દેવ થયો

(૧૪) ત્યાથી ચ્યવીને કેટલોક કાળ ભવભ્રમણ કરી, ચૌદમે ભવે રાજગૃહ નગરમા ચોવીસલાખ પૂર્વના આયુષ્યવાળો સ્થાવર નામે બ્રાહ્મણ થયો તે પણ અતે ત્રિદડી થઈ, મૃત્યુ પામીને.

(૧૫) પદરમે ભવે બ્રહ્મદેવલોકમા મધ્યમ સ્થિતિવાળો દેવ થયો

(૧૫) ત્યાથી ચ્યવીને ઘણો કાળ સસારમાં પરિભ્રમણ કરી, સોળમે ભવે રાજગૃહ નગરમા વિશાખભૂતિ નામે યુવરાજની ધારિણી નામે ભાર્યાની કુખે, કરોડ વરસના આયુષ્યવાળો વિશ્વભૂતિ નામે ક્ષત્રિય થયો વિશ્વભૂતિ એક વખત પોતાના અતપુર સાથે પુષ્પકરડક નામના રમણીય ઉદ્યાનમા ક્રીડા કરતો હતો, તે

જોઈ તેના કાકાના દીકરા વિશાખનંદીને ઈર્ષ્યા આવી કે-જ્યા સુધી વિશ્વભૂતિ ઉદ્યાનમાં છે ત્યાં સુધી મારાથી ત્યા જઇ શકાય નહિ, માટે તેને કપટ કરી બહાર કાઢુ. એમ વિચારી વિશાખનંદીએ કપટ કરી સરલસ્વભાવી વિશ્વભૂતિને બહાર કાઢયો, અને પછી પોતાના અંતપુર સાથે ઉદ્યાનમા ક્રીડા કરવા લાગ્યો. પાછળથી વિશ્વભૂતિને કપટની ખબર પડતા ક્રોધ ચઢયો અને એક મુષ્ટિ વડે કોઠાના વૃક્ષ પર પ્રહાર કરી તેના બધા ફળો નીચે પાડી નાખ્યા. ત્યારપછી વિશાખનંદીને ઉદ્દેશી બોલ્યો કે-"આ કોઠાના ફળની જેમ તમારા મસ્તકો પૃથ્વી પર રગદોળી નાખુ એવી મારી તાકાત છે, પણ શુ કરુ ?, વડીલો ઉપરની મારી ભક્તિથી જ એમ કરી શકતો નથી. આવા કપટયુક્ત ભોગની મારે જરૂર નથી". એમ કહી વિષયોથી વિરક્ત બનેલા વિશ્વભૂતિએ સંભૂતિનામના મુનિરાજ પાસે દીક્ષા લીધી હવે વિશ્વભૂતિ મુનિરાજ એક હજાર વરસનો ઉગ્ર તપ તપતા છતા, વિચરતા વિચરતા એક વખત માસખમણને પારણે ગોચરી માટે મથુરામા આવ્યા, તે વખતે, તેમના કાકાનો દીકરો વિશાખનંદી પણ ત્યા પરણવા માટે આવ્યો હતો તેણે તપથી અત્યંત કૃશ થઈ ગયેલા વિશ્વભૂતિને જોયા હવે વિશ્વભૂતિ ગોચરી માટે ચાલ્યા જાય છે, તેવામાં તેઓ એક ગાય સાથે અથડાવાથી પડી ગયા તે જોઈને 'કોઠાના ફળને પાડવાનુ તારુ બળ કયાં ચાલ્યુ ગયુ ?' એમ કહીને વિશાખનંદી હસ્યો. તે સાંભળીને વિશ્વભૂતિએ ક્રોધથી તે ગાયને સીંગડે પકડીને આકાશમા ભમાવી. અને એવુ નિયાણુ કર્યું કે-હુ આ ઉગ્ર તપસ્યાના પ્રભાવથી ભવાંતરે ઘણાં પરાક્રમ વાળો થાઉ, પછી તેમણે પોતાનુ કરોડ વરસનુ આયુષ્ય પૂર્ણ કરી, પૂર્વ પાપની આલોચના કર્યા વગર મૃત્યુ પામીને,


॥ ૬૧ ॥

મહાશુક દેવલોકમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળો દેવ થયો
(૧૭) સત્તરમે ભવે મહાશુક દેવલોકમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળો દેવ થયો
(૧૭) સત્તરમે ભવે પોતનપુર નગરમા પ્રજાપતિ નામના રાજાનો દીકરો ત્રિપૃષ્ઠ નામે
(૧૮) ત્યાથી ચ્યવીને અઢારમે ભવે—પોતનપુર નગરમા પ્રજાપતિ નામના રાજાનો દીકરો ત્રિપૃષ્ઠ નામે

(૧૭) સત્તરમે ભવે મહાશુક દેવલોકમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળો દેવ થયો

(૧૮) ત્યાથી ચ્યવીને અઢારમે ભવે—પોતનપુર નગરમા પ્રજાપતિ નામના રાજાનો દીકરો ત્રિપૃષ્ઠ નામે વાસુદેવ થયો પ્રજાપતિ રાજાનુ નામ પ્રથમ રિપુપ્રતિશત્રુ હતુ, તેને ભદ્રા નામે રાણીની કુખે અચલ નામે પુત્ર, અને મૃગાવતી નામે પુત્રી થઈ મૃગાવતી ઘણી રૂપાળી હતી એક વખતે યૌવનવતી અને સૌંદર્યવતી તે મૃગાવતી પોતાના પિતાને પ્રણામ કરવા ગઈ, ત્યારે તેણીનુ અતિશય સૌંદર્ય જોઈ રાજા કામાતુર થયો, અને તેણીની સાથે લગ્ન કરવાનો ઉપાય વિચારી મૃગાવતીને વિદાય કરી, હવે રાજાએ નગરના મોટા મોટા માણસોને સભામા બોલાવી પૂછયુ કે-"હે સ્વામી ! જે ઉત્તમ ઉત્તમ રત્નવસ્તુઓ હોય તે રાજાનીજ કહેવાય, કારણ કે-રત્નવસ્તુઓનો સ્વામી રાજા સિવાય બીજો કોણ યોગ્ય કહેવાય ?" । આ પ્રમાણે લોકોના જ મુખથી કહેવરાવી રાજાએ મૃગાવતીને રાજસભામાં બોલાવી, અને લોકોને કહ્યુ કે-તમારા જ વચન મુજબ આ કન્યારત્ન મારે જ ગ્રહણ કરવુ જોઈએ । આ બનાવ જોઇ સભાના લોકો લજ્જિત થઈ ગયા પછી રાજાએ મૃગાવતી સાથે ગાંધર્વવિધિથી લગ્ન કર્યું આ પ્રમાણે તે રાજા પોતાની પ્રજા એટલે સંતતિનો પતિ થયો, તેથી તેનુ નામ 'પ્રજાપતિ' એ પ્રમાણે પ્રસિદ્ધ થયુ મૃગાવતીની કુખે સાત સ્વપ્નોએ સૂચિત ચોરાસી લાખ વરસના આયુષ્યવાળો ત્રિપુષ્ઠ નામે પુત્ર થયો. તેણે બાલ્યાવસ્થામાં પણ પ્રતિવાસુદેવના ડાગરના ખેતરને વિઘ્ન કરનારા સિંહને શસ્ત્ર વગર પોતાના હાથથી જ ચીરી નાખ્યો હતો અનુક્રમે ત્રિપુષ્ઠ વાસુદેવપણાને પામ્યા એક વખતે વાસુદેવના શયન સમયે મધુર સ્વરવાળા કેટલાક ગવૈયા ગાતા હતા ત્યારે વાસુદેવે પોતાના શય્યાપાલને આજ્ઞા કરી કે-'મારા ઉંઘી ગયા પછી

ગાયન બંધ કરાવજે, અને ગવૈયાઓને રજા આપજે'. હવે વાસુદેવ નિદ્રાવશ થઈ ગયા છતાં પણ મધુર ગાયનનાં રસમાં તલ્લીન બની ગયેલા શય્યાપાલે ગાયન બંધ કરાવ્યુ નહિ તેથી થોડીવારમાં વાસુદેવ જાગી ઉઠયા, અને તેઓને ગાતા જોઈ ગુસ્સે થઈ દ્વારપાલને કહ્યુ કે-'અરે દુષ્ટ! મારી આજ્ઞા કરતાં પણ શું તને ગાયન વધારે પ્રિય છે?, ત્યારે તો તુ તેનુ ફળ ભોગવ' એમ કહી તેમણે શય્યાપાલનાં કાનમાં તપાવેલા સીસાનો રસ રેડાવ્યો. આ કૃત્યથી વીરપ્રભુના જીવ ત્રિપુષ્ઠ વાસુદેવે કાનમાં ખીલા ઠોકાવાનુ કર્મ ઉપાર્જન કર્યું એવી રીતે તે ભવમાં અનેક દુષ્કર્મો કરી ત્યાંથી મૃત્યુ પામીને,

(૧૯) ઓગણીશમે ભવે સાતમી નરકમા તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો

(૨૦) ત્યાથી નીકળીને વીસમે ભવે સિંહ થયો

(૨૧) ત્યાંથી મરીને એકવીસમે ભવે ચોથી નરકમાં નારકીપણે ઉપન્યો.

(૨૨) ત્યાંથી નીકળી ઘણા ભવો ભમીને બાવીસમે ભવે મનુષ્યપણું પામ્યો ત્યાં તેણે શુભ કર્મ ઉપાર્જન કરી મૃત્યુ પામીને

(૨૩) ત્રેવીસમે ભવે વિદેહક્ષેત્રમા મૂકા નામની રાજધાનીમા ધનંજય રાજાની ધારિણી નામે રાણીની કુખે ચોરાસી લાખ પૂર્વના આયુષ્યવાળો પ્રિયમિત્ર નામે ચક્રવર્તી થયો તેણે પોટ્ટિલ નામે આચાર્ય પાસે દીક્ષા લઈ, એક કરોડ વરસ સુધી સંયમ પાળી, અંતે કાળ કરીને

(૨૪) ચોવીસમે ભવે મહાશુક્ર દેવલોકમા સર્વાર્થ નામના વિમાનમા સત્તર સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો.

(૨૫) ત્યાંથી ચ્યવીને પચીસમે ભવે આ ભરતક્ષેત્રમા છત્રિકા નામે નગરમા જિતશત્રુ રાજાની ભદ્રા નામે રાણીની કુખે પચીસ લાખ વરસના આયુષ્યવાળો નન્દન નામે પુત્ર થયો તેણે ઘણા વરસ રાજ્ય ભોગવી, અનુક્રમે જન્મથી ચોવીસ લાખ વરસ વ્યતિક્રમાવી, રાજ્યનો ત્યાગ કરી, પોટ્ટિલાચાર્ય પાસે દીક્ષા લીધી. દીક્ષિત થયા બાદ નન્દનમુનિએ જીંદગી પર્યંત માસખમણો કરીને, વિસસ્થાનકનુ આરાધન કરવાથી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. તેમણે એક લાખ વરસ સુધી ચારિત્ર પાળી, અંતે એક માસની સંલેખનાપૂર્વક કાળ કરીને

(૨૬) છવીશમે ભવે પ્રાણુત નામના દેવલોકમા પુષ્પોત્તરાવતંસક વિમાનમા વીસ સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો

(૨૭) ત્યાંથી આયુષ્ય પૂર્ણ થતા ચ્યવીને, મરીચિના ભવમા બાંધેલા અને ભોગવતા બાકી રહેલા નીચ ગોત્રકર્મના ઉદયથી, સત્યાવીસમે ભવે વીર પ્રભુનો જીવ બ્રાહ્મણકુંડગ્રામ નગરમા ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા દેવાનંદાની કુખે ગર્ભપણે ઉત્પન્ન થયો.

આવી રીતે નીચ ગોત્રકર્મનાઉદયથી તીર્થંકર શ્રીવીરપ્રભુનો જીવ નીચ કુળમા આવ્યો, તેથી સૌધર્મેન્દ્ર વિચાર કરે છે કે—

નીચ ગોત્રકર્મ ક્ષીણ ન થયુ હોય તો અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી ગયા બાદ અચ્છેરા રૂપે બને છે કે–તીર્થંકરો ચક્રવર્તીઓ બળદેવો અને વાસુદેવો શુદ્ર કુળોમાં અધમ કુળોમા તુચ્છકુળોમાં દરિદ્રકુળોમાં ભિક્ષુકકુળોમાં કૃપણકુળોમા તથા બ્રાહ્મણકુળોમા આવ્યા હતા. અને આવશે. કુક્ષિને વિષે ગર્ભપણે ઉત્પન્ન થયા હતા ઉત્પન્ન થાય છે અને થશે

પરન્તુ નીચકુળમાં યોનિમાર્ગથી જન્મને માટે કોઈ પણ વખત નીકળ્યા નથી નીકળતા નથી અને નીકળશે પણ નહિ. એટલે કે-કદાચિત્ કર્મના ઉદયથી તીર્થંકર વિગેરે તુચ્છાદિ કુળોમાં ગર્ભપણે આવે, એવુ અચ્છેરારૂપ બને, પરન્તુ જન્મ તો કોઈ પણ વખત થયો નથી, તેમ થશે પણ નહિ ॥૧૯॥

આ શ્રમણ ભગવાન્ મહાવીર જંબુદ્વીપ નામના દ્વીપને વિષે ભરતક્ષેત્રમાં બ્રાહ્મણકુંડ ગ્રામ નગરમાં કોડાલગોત્રના ઋષભદત્ત નામના બ્રાહ્મણની ભાર્યા, જાલંધર ગોત્રની દેવાનંદા નામે બ્રાહ્મણીની કુખને વિષે ગર્ભપણે ઉત્પન્ન થયા છે ॥૨૦॥

તેથી દેવોના ઇન્દ્ર અને દેવોના રાજા એવા શક્રો, કે જે શક્રો ભૂતકાળમાં થઈ ગયા, વર્તમાન કાળમાં વિદ્યમાન છે, અને ભવિષ્યકાળમા થશે, તેઓને એવો આચાર છે કે-ભગવાન્ અરિહંતોને પૂર્વે કહેલા સ્વરૂપવાળા શૂદ્ર કુળો અધમકુળો, તુચ્છ દરિદ્ર ભિક્ષુક અને કૃપણકુળો થકી તથા બ્રાહ્મણકુળો થકી પૂર્વે કહેલા સ્વરૂપવાળા ઉગ્ર કુળોમા ભોગ કુળોમાં રાજન્ય, ઇક્ષ્વાકુ જ્ઞાત કુળોમાં એટલે શ્રીઋષભદેવના વંશમાં થયેલા જ્ઞાત નામે ક્ષત્રિયોના કુળોમાં, ક્ષત્રિયકુળોમાં, હરિવંશકુળોમાં તથા બીજા પણ તેવા પ્રકારના શુદ્ધ જાતિવાળા, અને શુદ્ધકુળવાળા વંશોમા યાવત્ રાજ્ય કરતા હોય, રાજ્યલક્ષ્મી ભોગવતા હોય એવા કુળોમાં મૂકવા જોઈએ તેથી મારે પણ એમ કરવુ યુક્ત છે કે- શ્રીઋષભદેવ વિગરે પૂર્વતીર્થંકરોએ કહેલા છેલ્લા તીર્થંકર શ્રમણ ભગવાન્ મહાવીરને બ્રાહ્મણકુંડગ્રામ નગર થકી કોડાલગોત્રના શ્રી ઋષભદેવના વંશમા થયેલા ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા, જાલંધર ગોત્રની દેવાનંદા નામે બ્રાહ્મણીની કુખમાંથી ક્ષત્રિયકુંડગ્રામ નગરમાં જ્ઞાત નામે ક્ષત્રિય વિશેષોની મધ્યમાં થયેલા

કાશ્યપ ગોત્રના સિદ્ધાર્થ નામના ક્ષત્રિયની ભાર્યા, વાસિષ્ઠ ગોત્રની ત્રિશલા નામે ક્ષત્રિયાણીની કુખને વિષે ગર્ભ પણે મૂકવા જોઈએ. વળી જે તે ત્રિશલા ક્ષત્રિયાણીની પુત્રી રૂપે ગર્ભ છે તેને પણ જાલંધર ગોત્રના દેવાનંદા બ્રાહ્મણીની કુખમા ગર્ભપણે મૂકવો જોઈએ. આ પ્રમાણે શક્રેન્દ્ર વિચાર કરે છે આ પ્રમાણે વિચાર કરીને પદાતિ એટલે પગે ચાલનારા સૈન્યના અધિપતિ હરિણૈગમેષી નામના દેવને બોલાવે છે બોલાવીને તેને શક્રેન્દ્રે આ પ્રમાણે કહ્યુ કે—

હે દેવાનુપ્રિય ! ખરેખર એવુ થયુ નથી, એવું થતુ નથી અને એવુ થશે પણ નહિ કે–અરિહંતો, ચક્રવર્તીઓ બલદેવો તથા વાસુદેવો શુદ્રકુળોમા અધમકુળોમાં કૃપણકુળોમા, દરિદ્રકુળોમા, તુચ્છકુળોમા, ભિક્ષુકકુળોમા તથા બ્રાહ્મણકુળોમાં આવ્યા હોય, આવતા હોય તથા ભવિષ્યકાળે આવવાના હોય ખરેખર, તીર્થંકરો, ચક્રવર્તીઓ, બલદેવો તથા વાસુદેવો ઉગ્રકુળોને વિષે ભોગકુળોમા રાજન્યકુળોમા, ક્ષત્રિયકુળોમાં, ઇક્ષ્વાકુ કુળોમાં, હરિવંશકુળોમા અથવા તેવા પ્રકારના બીજા પણ વિશુદ્ધ જાતિવાળા વંશોમાં આવ્યા હતા આવે છે અને અને આવશે

પરન્તુ લોકોને વિષે અચ્છેરારૂપ એવો પણ ભાવ છે, કે જે ભાવ અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી ગયા બાદ ઉત્પન્ન થાય છે. શ્રીવીરપ્રભુ તે અચ્છેરા રૂપે બ્રાહ્મણકુળમાં ગર્ભપણે આવ્યા છે કારણ કે—જેની સ્થિતિ ક્ષીણ થઈ નથી, જેના રસનો પરિભોગ થયો નથી, તથા જે આત્મપ્રદેશ થકી દૂર ગયા નથી, એવા નીચ ગોત્રકર્મના ઉદય વડે તીર્થંકરો, ચક્રવર્તીઓ બલદેવો તથા વાસુદેવો અંતકુળોને વિષે

પ્રાન્ત કુળોને વિષે, તુચ્છકુળોમાં, દરિદ્રકુળોમા, ભિક્ષુકકુળોમાં, કૃપણકુળોમાં, તથા બ્રાહ્મણકુળોમાં આવ્યા હતા આવે છે તથા આવશે

તે નીચ કુળોમાં કુક્ષિને વિષે ગર્ભપણે આવ્યા હતા આવે છે અને આવશે. પરન્તુ કોઈ પણ વખત યોનિ દ્વારા જન્મ રૂપે નીકળ્યા નથી નીકળતા નથી તેમ નીકળશે પણ નહિ ॥૨૩॥

આ શ્રમણ ભગવાન્ મહાવીર જંબૂદ્વીપ નામના દ્વીપમા ભરતક્ષેત્રને વિષે બ્રાહ્મણ કુંડગ્રામ નામે નગરમા કોડાલ ગોત્રના ઋષભદત્ત નામના બ્રાહ્મણની ભાર્યા, જાલંધર ગોત્રની દેવાનન્દા નામની બ્રાહ્મણીની કુક્ષિને વિષે ગર્ભપણે આવ્યા છે ॥૨૪॥

તેથી દેવોના ઈન્દ્ર અને દેવોના રાજા એવા અતીત વર્તમાન અને અનાગત શક્રોનો એવો આચાર છે કે-ભગવાન્ અરિહંતોને તેવા પ્રકારના અંતકુળ, પ્રાન્તકુળ, તુચ્છકુળ, કૃપણકુળ, દરિદ્રકુળ, ભિક્ષુકકુળ, યાવત્ બ્રાહ્મણકુળો થકી તેવા પ્રકારના ઉગ્રકુળ, ભોગકુળ, રાજન્યકુળ, જ્ઞાતકુળ વિશુદ્ધ જાતિ અને વિશુદ્ધ કુળવાળા વંશોમાં સંક્રમાવવા જોઈએ ॥ ૨૫ ॥

તેથી હે દેવાનુપ્રિય ! તું જા, અને શ્રમણ ભગવાન્ મહાવીરને બ્રાહ્મણકુંડગ્રામ નગર થકી કોડાલ ગોત્રના ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા જાલંધર ગોત્રની દેવાનંદા બ્રાહ્મણની કુખમાંથી ક્ષત્રિયકુંડગ્રામ નગરમા જ્ઞાતકુળના ક્ષત્રિયોની મધ્યમા કાશ્યપ ગોત્રના સિદ્ધાર્થ નામના ક્ષત્રિયની ભાર્યા વાસિષ્ઠ ગોત્રની ત્રિશલા નામની ક્ષત્રિયાણીની કુખને વિષે ગર્ભપણે સંક્રમાવ અને જે તે ત્રિશલા ક્ષત્રિયાણીનો ગર્ભ છે તેને પણ જાલંધર ગોત્રની દેવાનંદા બ્રાહ્મણીની કુખમાં ગર્ભપણે સંક્રમાવ

સમાવીને મારી આજ્ઞાને જલદી પાછી આપ, એટલે કે–મારી આજ્ઞા મુજબ કરીને પાછો આવી જલદી નિવેદન કર ॥ ૨૬ ॥

ત્યાર પછી પદાતિ સૈન્યના અધિપતિ એવા તે હરિણૈગમેષી દેવને દેવોના ઇન્દ્ર અને દેવોના એવા રાજા શક્રે એ પ્રમાણે કહે છતે તે હરિણૈગમેષી દેવ હર્ષિત થયો, યાવત્ પ્રફુલિત હૃદયવાળો થઇને બે હાથ જોડી, દસે નખ ભેગા કરી, આવર્ત કરી, મસ્તકે અંજલિ જોડીને 'જે આપ આજ્ઞા કરો છો તે મુજબ કરીશ' એ પ્રમાણે શક્રની આજ્ઞા વચનને વિનયપૂર્વક સ્વીકારે છે. સ્વીકારીને ઇશાન ખૂણા તરફ જાય છે.

જઈને વૈક્રિય સમુદ્ઘાત વડે વૈક્રિય શરીર કરવા માટે પ્રયત્નવિશેષ કરે છે તે પ્રયત્નવિશેષ કરીને સંખ્યાતા યોજન પ્રમાણવાળો, ઊંચે અને નીચે દંડને આકારે લાંબો, અને શરીરના જેવો જાડો જે જીવ-પ્રદેશો અને કર્મપુદ્ગલોનો સમૂહ તેને શરીર થકી બહાર કાઢે છે બહાર કાઢીને આવા પ્રકારના પુદ્ગલોને ગ્રહણ કરે છે, તે આ રીતે કર્કેતનાદિ રત્નો જેવાં વજ્ર એટલે હીરા જેવા વૈડૂર્ય રત્ન જેવા લોહિતાક્ષ રત્ન જેવાં, મસારગલ્લ નામના રત્ન જેવા, હંસગર્ભ રત્ન જેવા, પુલક રત્ન જેવા, સૌગંધિક રત્ન જેવા, જ્યોતિરસ રત્ન જેવા અંજન રત્ન જેવાં, અંજણપુલક રત્ન જેવા, જાત રત્ન જેવા, સુભગ રત્ન જેવા, અંક રત્ન જેવા, સ્ફટિક રત્ન જેવા, અને રિષ્ટ જાતિના રત્ન જેવા. એવી રીતે સોળ પ્રકારના રત્નો જેવા વૈક્રિય વર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરીને તેઓમાથી અસાર પુદ્ગલોને ત્યજી દે છે અસાર પુદ્ગલોનો ત્યાગ કરીને સારભૂત પુદ્ગલોને ગ્રહણ કરે છે ॥ ૨૭ ॥

તે સારભૂત પુદ્ગલોને ગ્રહણ કરીને બીજી વાર પણ વૈક્રિય સમુદ્ઘાત વડે પૂર્વની પેઠે પ્રયત્ન વિશેષ કરે છે તે પ્રયત્ન વિશેષ કરીને ઉત્તર વૈક્રિય રૂપને, એટલે ભવધારણીય જે મૂલ રૂપ તેની અપેક્ષાએ બીજા

રૂપને કરે છે. બીજુ રૂપ કરીને તે હરિણેગમેષી દેવ દેવગતિથી આવ્યો, તે કેવી દેવગતિથી આવ્યો ?, તે કહે છે તે ઉત્કૃષ્ટ, એટલે દેવોને વિષે પ્રતીત એવી, અને બીજી ગતિઓ કરતા મનોહર, ચિત્તની ઉત્સુકતા વાળી, કાયાની ચપલતાવાળી, તીવ્ર, બીજી સઘળી ગતિઓને જીતનારી,

પ્રચંડ પવનથી ઉછળતા ધૂમાડાની ગતિ જેવી—શરીરના સમગ્ર અવયવોને કંપાવનારી, ઉતાવળથી દોડતો દોડતો તે હરિણેગમેષી દેવ તીરછા અસંખ્યાતા દ્વીપસમુદ્રોની મધ્ય ભાગમા જ્યા જંબૂદ્વીપ નામે દ્વીપ છે, ભરતક્ષેત્ર છે, જ્યાં બ્રાહ્મણકુંડગ્રામ નગર છે, જ્યાં ઋષભદત્ત બ્રાહ્મણનુ ઘર છે અને જ્યા દેવાનંદા બ્રાહ્મણી છે, ત્યા આવે છે. આવીને ભગવંતનુ દર્શન થતા જ શ્રમણ ભગવાન્ મહાવીરને પ્રણામ કરે છે પ્રણામ કરીને પરિવાર સહિત દેવાનંદા બ્રાહ્મણીને અવસ્વાપિની નિદ્રા આપે છે અવસ્વાપિની નિદ્રા આપીને દેવાનંદાના શરીરમાંથી અશુચિ પુદ્ગલોને દૂર કરે છે દૂર કરીને શુભ પુદ્ગલોને સ્થાપન કરે છે સ્થાપન કરીને હે ભગવન્ ! આપ મને અનુજ્ઞા આપો, એ પ્રમાણે કહીને શ્રમણ ભગવાન્ મહાવીરને પ્રભુને બીલ-કુલ બાધા ન પહોચે તેમ સુખ પૂર્વક પોતાના દિવ્ય પ્રભાવ વડે હસ્તતલના સંપુટમા ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને જ્યા ક્ષત્રિયકુંડગ્રામ નગર છે, જ્યાં સિદ્ધાર્થ ક્ષત્રિયનુ ઘર છે,

જ્યા ત્રિશલા ક્ષત્રિયાણી છે ત્યા આવે આવીને પરિવાર સહિત ત્રિશલા ક્ષત્રિયાણીને અવસ્વાપિની નિદ્રા આપે છે નિદ્રા આપીને ત્રિશલા માતાના શરીરમાથી અપવિત્ર પુદ્ગલોને દૂર કરે છે દૂર કરીને પવિત્ર પુગ્ગલોને સ્થાપન કરે છે સ્થાપન કરીને શ્રમણ ભગવન્ મહાવીરને પ્રભુને બીલકુલ બાધા ન પહોચે તેમ સુખ પૂર્વક પોતાના દિવ્ય પ્રભાવ વડે ત્રિશલા ક્ષત્રિયાણીની કુખને વિષે ગર્ભપણે સંક્રમાવે છે. તે ગર્ભને

॥ ૬૯ ॥

દેવાનંદાની કુખમાંથી યોનીમાર્ગે ગ્રહણ કરીને ત્રિશલા માતાની કુખમા ગર્ભાશય દ્વારા સંક્રમાવ્યો

વળી જે તે ત્રિશલા ક્ષત્રિયાણીની પુત્રીરૂપે ગર્ભ છે. તે ગર્ભને જાલંધર ગોત્રની દેવાનંદા બ્રાહ્મણીની કુખમાં ગર્ભપણે સંક્રમાવીને તે હરિણેગમેષી દેવ જે દિશામા આવ્યો હતો તેજ દિશા તરફ પાછો ચાલ્યો ગયો ॥ ૨૮ ॥

હરિણેગમેષી દેવ કેવી ગતિથી ચાલીને સોધર્મેન્દ્ર પાસે ગયો ? તે કહે છે— ઉત્કૃષ્ટ એટલે દેવોને વિષે પ્રતિત એવી, તથા બીજી ગતિઓ કરતાં મનોહર- ગતિની ઉત્સુકતાવાળી, કાયાની ચપલતાવાળી, તીવ્ર, બીજી સઘલી ગતિઓને જીતનારી, પ્રચંડ પવનથી ઉછળતા ધૂમાડાની ગતિ જેવી ઉતાવળી–વેગવાળી અને દેવોને યોગ્ય આવા પ્રકારની દેવગતિ વડે

તીરછા અસંખ્યાત દ્વીપસમુદ્રોની મધ્યભાગમા લાખ યોજનના પ્રમાણવાળી ગતિથી દોડતો દોડતો જ્યાં સૌધર્મ દેવલોક છે, સૌધર્માવતંસક નામનુ વિમાન છે અને શક્ર નામના સિંહાસન ઉપર દેવના ઇન્દ્ર અને દેવોનો રાજા એવો શક્ર છે ત્યા આવે છે. આવીને દેવોના ઇન્દ્ર અને દેવોના રાજા એવા તે શક્રને તે પૂર્વે કહેલી આજ્ઞાને જલ્દી પાછી આપે છે, એટલે–'આપની આજ્ઞાનુસાર મે કામ કર્યું' એ પ્રમાણે નિવેદન કરે છે ॥ ૨૯ ॥

તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન્ મહાવીરને જે તે વર્ષાકાળનો ત્રીજો માસ પાંચમુ પખવાડીયુ એટલે આસો માસનુ કૃષ્ણ પખવાડિયુ તે આસો માસના કૃષ્ણ પખવાડીયાની તેરસની રાત્રિને વિશે બ્યાસી રાત્રિ–દિવસ ગયા બાદ ત્યાસીમી રાત્રિ–દિવસની વચ્ચેનો કાળ એટલે રાત્રિ વર્તે છતે પોતાનુ અને શક્રનુ

હિત કરનારા, પ્રભુ ઉપર ભક્તિવાળા, અને શક્રના વચનથી આજ્ઞા પામેલા એવા હરિણૈગમેષી દેવે બ્રાહ્મણકુંડગ્રામ નગર થકી કોડાલ ગોત્રના ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા જાલંધર ગોત્રની દેવાનંદા બ્રાહ્મણીની કુખમાંથી. ક્ષત્રિયકુંડગ્રામ નગરમાં જ્ઞાતકુળના ક્ષત્રિયોની મધ્યમાં કાશ્યપ ગોત્રના સિદ્ધાર્થ નામનો ક્ષત્રિયની ભાર્યા વાસિષ્ઠ ગોત્રની ત્રિશલા ક્ષત્રિયાણીની કુખને વિષે મધ્યરાત્રિમાં ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને વિષે ચંદ્રનો યોગ પ્રાપ્ત થતાં પ્રભુને બિલકુલ બાધા ન થાય તેમ સુખ પૂર્વક તે ત્રિશલામાતાની કુખને વિષે ગર્ભપણે સંક્રમાવ્યા ॥ ૩૦ ॥

તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીર મતિ શ્રુત અને અવધિ, એ ત્રણ જ્ઞાન સહિત હતા.

જ્યારે દેવાનંદાની કુખમાંથી ત્રિશલા માતાની કુખમાં પોતાનુ સંહરણ થવાનું હતું ત્યારે 'હું સંહરાઇશ' એ પ્રમાણે પ્રભુ જાણે છે. જ્યારે હરિણૈગમેષી દેવ દેવાનન્દાની કુખમાંથી લઇને ત્રિશલા માતાની કુખમા સંહરણ કરે છે ત્યારે તે સંહરણકાળ વખતે 'હું સંહરાઉ છુ' એ પ્રમાણે જાણતા નથી અહી કોઈ શંકા કરે કે-"સંહરણ થતી વખતે 'હું સંહરાઉ છુ' એ પ્રમાણે પ્રભુએ કેમ ન જાણ્યુ ? કારણ કે સંહરણનો કાળ અસંખ્ય સમયનો છે. એટલે કે સંહરણ કરતાં અસંખ્ય સમય વ્યતીત થાય છે. આવી અસંખ્ય સમયવાળી ક્રિયાને ભગવાન ન જાણે એ કેમ સંભવે ? વળી સંહરણ કરવાવાળા હરિણૈગમેષી દેવની અપેક્ષાએ પ્રભુને વિશિષ્ટ જ્ઞાન છે, તેથી સંહરણ થતી વખતે 'હું સંહરાઉ છુ' એમ પ્રભુને જ્ઞાન હોવુ જ જોઇએ". તેના ઉત્તરમા જણાવવાનુ કે-સંહરણ ક્રિયાનો કાળ અસંખ્ય સમયનો હોવાથી 'હું સંહરાઉ છુ' એ પ્રમાણે ભગવાન જાણે છે ખરા પણ આ વાક્ય સંહરણ ક્રિયાની કુશળતા જણાવનારું છે.

॥ ७१ ॥

હરિણેગમેષી દેવે તે ગર્ભનુ એવી કુશળતાથી સહરણ કર્યું કે જેથી પ્રભુને જરા પણ પીડા થઈ નહિ, અને તેથી પ્રભુએ જાણવા છતા જાણે જાણ્યુ જ નહિ, જેમ કોઇ માણસના પગમા કાટો લાગ્યો હોય, બીજા માણસે એ કાટાને એવી કુશળતાથી કાઢયો કે જેથી તેને જરા પણ પીડા થવા દીધી નહી તે વખતે તે માણસ બોલે છે કે- 'તે એવી રીતે કાટો કાઢયો કે મને ખબર પડી નહિ' જો કે અહી કાટો કાઢતા તે સામા માણસને જ્ઞાન તો થાય છે, છતા પીડા ન થવાથી કાટો કાઢનારીની કુશળતા જણાવવાને જાણે જાણ્યુ જ ન હોય એવો વ્યવહાર થાય છે વળી સુખમગ્ન થયેલો માણસ બોલે છે કે- આજનો આખો દિવસ ગયો, પરતુ મને ખબર પણ પડી નહી, અહી પણ જો કે તે વ્યતીત થયેલા દિવસને જાણે છે, છતા અતિશય સુખ જણાવવાને આવો વ્યવહાર થાય છે તેવી રીતે હરિણેગમેષી દેવે એવી કુશળતાથી ગર્ભનુ સહરણ કર્યું, કે જેથી પ્રભુને જરા પણ પીડા થઈ નહિ, એમ જણાવવાને 'હુ સહરાઉ છુ એ પ્રમાણે જો કે પ્રભુ જાણે છે છતા જાણતા નથી એમ કહ્યુ છે

જ્યારે હરિણેગમેષી દેવે ત્રિશલા માતાની કુખમા ગર્ભનુ સક્રમણ કર્યું, ત્યારે 'હુ સહારાયો' એ પ્રમાણે પ્રભુ જાણે છે જે રાત્રિમા શ્રમણ ભગવાન્ મહાવીરને જાલધર ગોત્રની દેવાનદા બ્રાહ્મણીની કુખમાથી વાસિષ્ઠ ગોત્રની ત્રિશલા ક્ષત્રિયાણીની કુખમા તે રાત્રિમાં તે દેવાનદા બ્રાહ્મણી શય્યાને વિષે કાઈક ઉઘતી અને કાઈક જાગતી, એટલે અલ્પ નિદ્રા કરતી છતી આગળ કહેવાશે એવા સ્વરૂપના પ્રશસ્ત, કલ્યાણના હેતુરૂપ ઉપદ્રવોને હરનારા ધનના હેતુરૂપ મગલ કરનારા, અને શોભા સહિત ચૌદ મહાસ્વપ્નોને ત્રિશલા ક્ષત્રિયાણી વડે હરણ કરાયેલા જોઈને જાગી તે જેવી રીતે ગજ વૃષભ વિગેરે ચૌદ મહાસ્વપ્ન હરણ કરાયેલા જોઈને જાગી

જે રાત્રિને વિષે શ્રમણ ભગવાન્ મહાવીર જાલધર ગોત્રની દેવાનંદા બ્રાહ્મણીની કુખ થકી વાસિષ્ઠ ગોત્રની ત્રિશલા ક્ષત્રિયાણીની કુખને વિષે ગર્ભપણે સંહારાયા, તે રાત્રિને વિષે તે ત્રિશલા ક્ષત્રિયાણી તે તેવા પ્રકારના શયનમંદિરને વિષે, એટલે જેનું વાણીથી વર્ણન થઈ શકે નહિ, પોતાની આંખથી દેખ્યુ હોય તોજ જાણી શકાય એવા અવર્ણનીય, તથા અતિશય પુણ્યશાલી અને ભાગ્યશાલીને યોગ્ય એવા શયનમંદિરમાં વળી તે શયનમંદિર કેવું છે? તે કહે છે–તેની અંદરના ભાગમાં સર્વ ભીંતો વિવિધ પ્રકારના ચિત્રોથી ચીતરેલી હોવાથી રમણીય છે, એવું બહારના ભાગમાં ચૂનો લગાવેલો હોવાથી ચાંદની જેવું સફેદ છે, વળી કોમલ અને ચીકણા પાષાણાદિથી ઘુંટેલુ હોવાથી સુંવાળુ અને ચકચકીત છે તે શયનમંદિરનો ઉપરનો ભાગ વિવિધ પ્રકારના ચિત્રોવાળો છે, અને તળીયુ દેદીપ્યમાન છે, જેની ચારે તરફ મણિઓ અને રત્નો જડેલા હોવાથી અંધકાર નાશ પામ્યો છે, એવું, તે શયનમંદિરનું આંગણુ જરા પણ ઊંચુ નીચુ નથી બરાબર સપાટ છે, વળી પાંચ વર્ણવાળા મણિઓથી બાંધેલુ હોવાથી ભિન્ન ભિન્ન જાતના સ્વસ્તિકાદિની રચના વડે મનોહર છે

રસ સહિત અને સુગંધમય એવા પંચવર્ણી પુષ્પોના સમૂહને યોગ્ય યોગ્ય સ્થળે ગોઠવેલ હોવાથી સંસ્કાર યુક્ત છે, કાળો અગરુ ઉંચી જાતનો કિંદુ, સેલ્લારસ, અને બળી રહેલો દશાંગાદિ ધૂપ, એ બધા પદાર્થોનો મહેક મારી રહેલી અને ચારે તરફ ફેલાઈ રહેલી જે સુગન્ધ, તે વડે રમણીય છે, ઉત્તમ ગંધ-વાળા જે ઉંચી જાતના ચૂર્ણો, તેઓના સુગંધ યુક્ત છે. સુગંધી દ્રવ્યોની બનાવેલી જે ગુટિકા, તેના સદૃશ અતિશય સુગંધી છે. આવા પ્રકારના શયનમંદિરને વિષે ત્રિશલા ક્ષત્રિયાણી શય્યામાં એટલે પલંગમાં સૂતી ॥ ૭૩ ॥

હતી, તે શય્યાનુ વર્ણન કરે છે– તે તેવા પ્રકારની શય્યામાં, એટલે જેનુ વાણીથી વર્ણન થઈ શકે નહિ, પોતાની આંખથી દેખી હોય તોજ જાણી શકાય એવી અવર્ણનીય, તથા અતિશય પુણ્યશાલી અને ભાગ્ય શાલીને યોગ્ય એવી શય્યામા વળી તે શય્યા કેવી છે?–શરીર પ્રમાણ દીર્ઘ ગાદલાવાળી,

જેની બન્ને બાજુએ એટલે જ્યા મસ્તક રહે ત્યાં અને જ્યા પગ રહે ત્યા ઓશીકા રાખેલાં છે, મસ્તક અને પગને સ્થાને ઓશીકા રાખવાથી તે બને બાજુ ઊંચી છે, બન્ને બાજુએ ઊંચી હોવાથી વચ્ચેના ભાગમા નમેલી અને ગભીર છે, જેમ ગગાની કાઠે રહેલી રેતીમા પગ મૂકતાં પગ ઊંડો ચાલ્યો જાય છે તેમ આ શય્યામા પણ પગ મૂકતા પગ ઉંડો ચાલ્યો જાય એવી અતિશય કોમલ છે, તે શય્યા ઉપર ઉત્તમ કારીગરીવાળો રેશમી ઓછાડ પાથર્યો છે, તે શય્યા જે વખતે સૂવા–બેસવાના ઉપયોગોમાં આવતી નથી તે વખતે રજ વિગેરેથી મેલી ન થાય માટે ઉત્તમ વસ્ત્રથી ઢાંકેલી રહે છે, વળી તે શય્યા ઉપર લાલ રગની મચ્છરદાની લગાવેલી છે, તે શય્યા અતિશય મનોહર છે સસ્કારિત કરેલુ ચામડુ રૂ, બૂર નામની વનસ્પતિ, માખન, અને આકડાનુ રૂ, એટલી સુકોમળ વસ્તુઓના જેવા કોમળ સ્પર્શ વાળી, સુગધી ઉત્તમ જાતના પુષ્પો અને ચૂર્ણો વડે કરેલા સસ્કાર વાળી, આવા પ્રકારની શય્યામાં, મધ્ય રાત્રિને વિષે કાઈક ઉંઘતી અને કાઈક જાગતી, એટલે અલ્પનિદ્રા કરતી છતી આગળ કહેવાશે એવા સ્વરૂપના પ્રશસ્ત યાવત્ ચૌદ મહાસ્વપ્ન દેખીને જાગી તે આ રીતે હાથી, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પની માળા, ચન્દ્ર, સૂર્ય, ધ્વજા, કળશ, પદ્મસરોવર, સમુદ્ર, દેવવિમાન અથવા ભવન રત્નનો રાશિ, અને નિર્ધૂમ અગ્નિ ॥ ૩૨ ॥

તે ચૌદ મહાસ્વપ્નોમાં પહેલે સ્વપ્ને તે ત્રિશલા ક્ષત્રિયાણીએ હાથી જોયો. જો કે શ્રીઋષભદેવ પ્રભુની માતાએ પહેલે સ્વપ્ને વૃષભ જોયો હતો, અને શ્રીમહાવીર પ્રભુની માતાએ પહેલે સ્વપ્ને સિંહ જોયો હતો, પરંતુ ઘણા જિનેશ્વરોની માતાઓએ પહેલે સ્વપ્ને હાથી જોયો હતો, માટે એવી રીતના પાઠના અનુક્રમની અપેક્ષાએ-બહુપાઠના રક્ષણ માટે અહીં પણ શ્રીમહાવીર પ્રભુની માતાએ પહેલે સ્વપ્ને હાથી જોયો એ પ્રમાણે કહ્યુ છે તે હાથી કેવો છે?, તે કહે છે-ચારદંતશૂલ વાળો, કોઈ ઠેકાણે 'તઓઅચઉદ્દંત' એવો પાઠ છે, તેનો અર્થ આ પ્રમાણે-તતોજસ એટલે મહાબલવાન ચાર દંતશૂલ વાળો, વરસાદ વરસી રહ્યા બાદ ગયેલા વિશાળ મેઘ જેવો અતિ સફેદ છે, વળી એકઠા કરેલા મોતીના હાર,ક્ષીર સમુદ્ર, ચન્દ્રના કિરણો, પાણીના કણીયા, અને રૂપાને જે મહાશૈલ એટલે વૈતાઢ્ય પર્વત, તેઓના જેવા અતિશય સફેદ છે ગંધમા લુબ્ધ બની એકઠા થયેલા ભમરા વાળુ ખુશબોદાર મદજલ, તે મદજલ વડે સુગંધમય બન્ને કુંભસ્થળો વાળો,

શક્રેન્દ્રના ઐરાવણ હાથી જેવા શાસ્રોક્ત શરીર પ્રમાણવાળો, જલથી ભરેલો જે ઘટાટોપ થયેલો અને ચો તરફ પથરાયેલો મેઘ, તે મેઘની ગર્જના જેવી ગંભીર અને મનોહર ગર્જના વાળા હાથીને દેખે છે વળી તે હાથી કેવો છે? શુભ કરનારો, સર્વ શુભલક્ષણોના સમુહવાળો, સર્વ હાથીઓમાં ઉત્તમ અને વિશાલ, આવા પ્રકારના હાથીને ત્રિશલા ક્ષત્રિયાણી પહેલે સ્વપ્ને દેખે છે. (૧) ॥ ૩ ॥

ત્યાર પછી ત્રિશલા ક્ષત્રિયાણી બીજે સ્વપ્ને-સફેદ કમલના પાંદડાઓનો જે સમૂહ, તેના કરતાં પણ અધિક રૂપની કાન્તિવાળા વૃષભને દેખે છે. વળી તે વૃષભ કેવો છે? પોતાની પ્રભાના ફેલાવવા વડે દસે દિશાઓને ઉદ્યોતિત કરતો,









ઉત્કૃષ્ટ શોભાસમુહની પ્રેરણા વડે જ જાણે ઊંચી થયેલી હોયની ! એવી, દીપ્તિવાળી, દેખાવડી, અને રમણીય ખુંધ વાળી, સૂક્ષ્મ નિર્મલ અને કોમલ રોમોની ચીકાશયુક્ત કાંતિવાળો, મજબુત, સારા બાંધાવાળું, માંસયુક્ત, પુષ્ટ, મનોહર, અને યથાસ્થિત સર્વ અવયવવાળું છે સુંદર શરીર જેનું, એવા વૃષભને દેખે છે. વળી તે વૃષભ કેવો છે ? મજબુત, ગોળ આકારના, અતિશય ઉત્તમ, અગાડીના ભાગમાં તેલથી ચોપડેલા, અને તીક્ષ્ણ છે બે શીંગડાં જેનાં એવો, ક્રૂરતા રહિત, ઉપદ્રવોને હરનાર, બરાબર સરખા, શોભતા, અને સફેદ છે દાંત જેના એવો, વળી માપ વિનાના ગુણોની છે પ્રાપ્તિ જેઓથી એવા જે મંગલ, તે મંગલને આવવાના કારણરૂપ–દ્વાર સરખો, એવા પ્રકારના વૃષભને બીજા સ્વપ્નને વિષે દેખે છે (૨ ॥) ॥ ૩૪ ॥

ત્યાર પછી ત્રિશલા ક્ષત્રિયાણી ત્રીજે સ્વપ્ને સિંહ દેખે છે તે સિંહ કેવો છે ? એકઠા કરેલા મોતીના હાર, ક્ષીર સમુદ્ર, ચન્દ્રના કિરણો, પાણીના કણિયા, અને રૂપાનો જે મહાપર્વત, તેઓના જેવો અતિશય સફેદ છે રમણીય અને દેખાવડો છે મજબુત અને મનોહર બે પંજા વાળો, ગોળ આકારવાળો પુષ્ટ સુસંબદ્ધ–પોલાણરહિત, પ્રધાન, અને તીક્ષ્ણ દાઢાઓ વડે શોભતા મુખ વાળો, સંસ્કાર કરેલા ઉત્તમ જાતિના કમળ જેવા સુકુમાલ, તથા યથાસ્થિત પ્રમાણ વડે શોભતા ઉત્તમ પ્રકારના હોઠવાળો, લાલ કમળના પાંદડા જેવુ મૃદુ અને સુકોમળ લાલ તાળવાવાળો, લપલપાયમાન થતી મનોહર જીભવાળો,

સુવર્ણ ગાલવાળી માટીની કુલડીમા ગાળેલા અને કુંડી ફરતા ઉત્તમ સુવર્ણ જેવા ગોળ, તથા સ્વચ્છ વીજળી જેવા ચકચકીત અને ચપળ બે નેત્રોવાળો, વિશાળ પુષ્ટ ઉત્તમ સાથળ વાળો, પરિપૂર્ણ અને નિર્મલ સ્કંધ વાળો, સુકોમળ, સફેદ, બારીક, ઉત્તમ લક્ષણવાળા અને લાંબા કેસરાઓના દબદબા વડે શોભતો,










ઉંચું કરીને કુડલાકારે વાળેલુ અને શોભાસહિત અફળાવેલું છે પૂછડુ જેણે એવો, અર્થાત્ તેણે પોતાનું પૂછડુ જમીન સાથે અફળાવીને પછી ઉંચુ કરી કુડળાકારે વાળ્યું છે, મન વડે ક્રૂરતા રહિત, સુંદર આકૃતિ વાળો, વિલાસ સહિત મંદ મંદ ગતિવાળો, આકાશ થકી ઉતરતો અને ત્યાર પછી પોતાના મુખમાં પેસતો, આવા પ્રકારના સિંહને તે ત્રિશલા ક્ષત્રિયાણી દેખે છે. વળી તે સિંહ કેવો છે ?—

અત્યંત તીક્ષ્ણ અગ્ર ભાગવાલા છે નખો જેના, તથા મુખની શોભા માટે પલ્લવપત્ર સરખી રમણીય જીભ ફેલાવેલી છે જેણે, એવા સિંહને ત્રિશલા ક્ષત્રિયાણી ત્રીજે સ્વપ્ને દેખે છે (॥ ૩ ॥) ॥ ૩૫ ॥

ત્યાર પછી સંપૂર્ણ ચન્દ્રમા જેવા મુખ વાળી ત્રિશલા ક્ષત્રિયાણી ચોથા સ્વપ્નમા લક્ષ્મીદેવીને દેખે છે. તે લક્ષ્મીદેવી કેવી છે ? ઉંચો જે હિમવાન પર્વત, તેને વિષે ઉત્પન્ન થયેલું જે કમળ રૂપી મનોહર સ્થાન, તેના ઉપર બેઠેલી. તે કમળરૂપી સ્થાનનુ વર્ણન આ પ્રમાણે જાણવુ— સો યોજન ઉંચો, એક હજાર બાવન યોજન અને બાર કળા પહોળો, એવો સુવર્ણમય હિમવાન્ પર્વત છે. તે પર્વત ઉપર દસ યોજન ઉંડો, પાંચસો યોજન પહોળો, અને હજાર યોજન લાંબો વજ્રના તળીયાવાળો પદ્મદ્રહ નામે દ્રહ એટલે સરોવર છે તેના મધ્ય ભાગમા પાણીથી બે કોશ ઉંચુ એક યોજન પહોળુ, એક યોજન લાંબુ, નીલરત્નમય દસ યોજનનુ છે નાળવુ જેનુ, વજ્રમય છે મૂલ જેનુ રિષ્ટરત્નમય છે કંદ જેનો, લાલ સુવર્ણમય છે બહારના પાંદડા જેના, અને સુવર્ણમય છે અંદરના પાંદડાં જેના, એવી રીતનુ એક કમળ છે. તે કમળની અંદર બે કોસ પહોળી, બે કોસ લાંબી, એક કોસ ઉંચી, લાલ સુવર્ણમય કેસરાઓથી શોભતી, એવા પ્રકારની સુવર્ણમય કર્ણિકા છે એટલે કમલનો બીજકોષ—ડોડો છે. તેના મધ્યભાગમા અરધો કોસ પહોળુ, એક કોષ

લાંબુ, એક કોસમાં કાંઇક ન્યૂન ઉચે એવું લક્ષ્મીદેવીનુ મંદિર છે તે મંદિરને પાંચસો ધનુષ્ય ઉંચા, અઢીસો ધનુષ્ય પહોળા, પૂર્વ દક્ષિણ અને ઉત્તર દિશામા ત્રણ દરવાજા રહેલા છે તે મંદિરની મધ્યભાગમા અઢીસો ધનુષ્ય પ્રમાણ મણિમય વેદિકા છે તે વેદિકા ઉપર લક્ષ્મીદેવીને યોગ્ય શય્યા છે હવે તે મુખ્ય કમલની ચારે તરફ ફરતા, વલયના આકારવાળા એટલે ગોળ આકારવાળા, લક્ષ્મીદેવીના આભૂષણોથી ભરેલા તથા મુખ્ય કમલના પ્રમાણથી અરધા લાંબા પહોળા અને ઉંચા, એવા એકસો આઠ કમળ છે એવી રીતે સઘળા વલયોમાં અનુક્રમે અરધુ અરધુ પ્રમાણ સમજવુ. હવે બીજા વલયમાં વાયવ્ય ઇશાન અને ઉત્તર દિશામા ચાર હજાર સામાનિક દેવોને વસવાના ચાર હજાર કમળ છે પૂર્વ દિશામા ચાર મહર્દ્ધિક દેવીઓના ચાર કમળ છે, આગ્નેયી દિશામા અભ્યંતર પર્ષદાનાં ગુરૂ સ્થાનીય દેવોના આઠ હજાર કમળ છે, દક્ષિણ દિશામાં મધ્ય પર્ષદાના મિત્ર સ્થાનીય દેવોનાં દશ હજાર કમળ છે, નઋત દિશામા બાહ્ય પર્ષદાના નોકર તરીકે રહેલા દેવોના બાર હજાર કમળ છે, અને પશ્ચિમ દિશામા હાથી ઘોડા રથ પાળા પાડા ગંધર્વ અને નાટકરૂપ સાત સેનાઓના નાયકોના સાત કમળ છે ત્યાર પછી ત્રિજા વલયમા સોળ હજાર અંગરક્ષક દેવોને વસવાના સોળ હજાર કમળ છે ચોથા વલયમા બત્રીશ લાખ અભ્યંતર આભિયોગિક દેવોને વસવાનાં બત્રીશ લાખ કમળ છે પાચમાં વલયમા ચાલીશ લાખ મધ્યમ આભિયોગિક દેવોને વસવાના ચાલીશ લાખ કમલ છે છઠ્ઠા વલયમાં અડતાલીશ લાખ બાહ્ય આભિયોગિક દેવોને વસવાનાં અડતાલીસ લાખ કમળ છે. એવી રીતે મુખ્ય કમળની સાથે ગણતાં સઘળા મળીને-એક કરોડ, વીસ લાખ, પચાસ હજાર, એકસો વીસ કમળ થયા આવા પ્રકારના કમળો વડે પરિવરેલુ જે મૂલ કમલરૂપી મનોહર સ્થાન તે ઉપર લક્ષ્મીદેવી રહેલી છે.

વળી તે લક્ષ્મીદેવી કેવી છે?— મનને રમણીય લાગે એવા સ્વરૂપવાળી, સમ્યક્ પ્રકારે સ્થાપન કરેલા સુવર્ણમય કે કાચબા સદૃશ ઉપમાવાળા છે બે પગ જેના એવી, અતિશય ઊંચા અને પુષ્ટ એવાં અંગુઠા વિગેરે ઉપર રહેલાં, લાક્ષાદિ રસ વડે જાણે રંગેલા હોયની ! એવા, પુષ્ટ, મધ્યભાગમાં ઊંચા, બારીક, લાલ રંગના, અને ચીકાશ યુક્ત નખવાળી, કમળના પાંદડાં જેવાં સુકોમળ હાથ અને પગવાળી, તથા સુકોમળ અને શ્રેષ્ઠ આંગળીઓવાળી, કુરુવિંદાવર્ત નામનું આભરણ વિશેષ, અથવા આવર્ત વિશેષ, તેણે કરીને શોભી રહેલી, ગોળ આકારની, અને અનુક્રમે પહેલા પાતળી પછી જાડી, એવા પ્રકારની પગની પીંડીઓવાળી ગુપ્ત ઢીંચણવાળી, ઉત્તમ હાથીની સૂંઢ જેવી પુષ્ટ સાથળવાળી, સુવર્ણમય કંદોરા યુક્ત છે રમણીય અને વિસ્તીર્ણ કમ્મરનો ભાગ જેનો એવી, ઘુટેલું અંજન ભમરા અને ઘટાટોપ બનેલા મેઘ જેવી શ્યામ, સીધી, સપાટ, આંતરા રહિત, બારીક, સુંદર, વિલાસે કરી મનોરમ, શિરીષપુષ્પ વિગેરે સુકોમળ પદાર્થો કરતાં પણ વધારે સુકોમળ, અને રમણીય છે રોમની પંક્તિ જેની એવી, નાભીમંડળ વડે સુંદર, વિશાલ, અને સારા લક્ષણો યુક્ત છે જઘન એટલે કમ્મરની નીચેનો અગાડીનો ભાગ જેનો એવી, મૂઠીમાં આવી જાય એવું, અને રમણીય ત્રિવલિ યુક્ત છે ઉદર જેનું એવી,

ચંદ્રકાંતાદિ વિવિધ પ્રકારની મણિઓ, સુવર્ણ, વૈડૂર્યાદિ ભિન્ન ભિન્ન જાતના રત્નો, તથા નિર્મળ અને ઊંચી જાતનું લાલ સુવર્ણ, તેઓના આભરણો[1] અને આભૂષણો' તે આભરણો અને આભૂષણો વડે શોભી રહ્યા છે મસ્તક પ્રમુખ અંગો અને અંગુલી પ્રમુખ ઉપાંગો જેના એવી, મોતી વિગેરેના હાર વડે મનોહર, મચકુંદ વિગેરે પુષ્પોની માળાઓ વડે વ્યાપ્ત દેદીપ્યમાન, તથા સુવર્ણના કળશ જેવા કઠણ પુષ્ટ

॥ ७९ ॥

અને ગોળાકાર છે બે સ્તન જેના એવી, યથા સ્થાને સ્થાપેલા મસ્તકના પાના વડે શોભાયુક્ત, અને દૃષ્ટિને આનંદકારી મોતીઓના ગુચ્છા વડે ઉજ્જવળ, એવા પ્રકારનો જે મોતીનો હાર, તે વડે શોભી રહેલી, હૃદય ઉપર પહેરેલી સોનૈયાની માળા વડે શોભતો એવો ને કંઠને વિષે પહેરેલો રત્નમય દોરો, તે વડે શોભતી, વળી તે લક્ષ્મીદેવી કેવી છે?—

બન્ને ખભાઓ ઉપર લટકતાં એવા બે કુંડળોની ઉલ્લાસાયમાન શોભાયુક્ત અને સીમાચીન છે કાન્તિ જેમાં એવા પ્રકારના દીપ્તિસ્વરૂપ ગુણસમુહ વડે શોભતી, તથા રાજા જેમ સેવકોના સમૂહ વડે શોભે છે તેમ ગુણરૂપ રાજાનો જાણે સેવક સમૂહ હોયની! એવા પ્રકારના દીપ્તલક્ષણ ગુણસમૂહ વડે શોભતી, કમળના જેવાં નિર્મળ, વિશાળ અને રમણીય છે લોચન જેના એવી, જેણીએ દેદીપ્યમાન એવા બન્ને હાથમાં ગ્રહણ કરેલા જે બે કમળ, તેઓમાંથી મકરંદ રૂપી જળ ટપકી રહ્યું છે એવી, અર્થાત્ લક્ષ્મીદેવીએ બે હાથમાં બે કમળ ગ્રહણ કર્યાં છે તે કમળમાંથી મકરંદના બિંદુઓ ટપકે છે. વળી તે લક્ષ્મીદેવી કેવી છે? દેવતાને પરસેવો હોતો નથી, ફક્ત ક્રીડા માટે જ પવન લેવા કંપાવેલો—ફરકાવેલો જે વીંજણો, તે વડે શોભતી,

સમ્યક્ પ્રકારે છુટા છુટા વાળવાળો, શ્યામ વર્ણવાળો સઘન—એટલે આંતરા રહિત, બારીક બાણુવાળો અને લાંબો છે ચોટલો જેનો એવી, પદ્મદ્રહમાં ઉગેલા પૂર્વે કહેલા સ્વરૂપવાળા કમળ ઉપર નિવાસ કરનારી એવી ઐશ્વર્યાદિ ગુણયુક્ત લક્ષ્મીદેવીને ત્રિશલા ક્ષત્રિયાણી દેખે છે. વળી તે લક્ષ્મીદેવી કેવી છે? હિમવાન્ પર્વતના શિખર ઉપર દિગ્ગજેન્દ્રોની લાંબી અને પુષ્ટ સૂંઢો વડે અભિષેક કરાતી એવી લક્ષ્મીદેવીને ત્રિશલા ક્ષત્રિયાણી ચોથે સ્વપ્ને દેખે છે (॥ ૪ ॥) ॥ ૩૬ ॥ મંગલં

વ્યાખ્યાનમાં આ
ગાથા બોલવી

પુરિમ ચરિમાણ કપ્પો, મંગલં વદ્ધમાણતિત્થંમી,
ઇહ પરિકહિયા જિણ ગણહરાઇ થેરાવળી ચરિત્તંમ્મિ.

# અથ તૃતીયં વ્યાખ્યાનમ્

ત્યાર પછી ત્રિશલા ક્ષત્રિયાણી પાચમે સ્વપ્ને આકાશથી નીચે ઉતરતી એવી પુષ્પોની માળાને દેખે છે તે માળા કેવી છે?– કલ્પવૃક્ષના તાજા અને રસ સહિત પુષ્પોની જે માળાઓ, તે માળાઓ વડે વ્યાપ્ત હોવાથી રમણીય છે વળી તે પુષ્પમાળા કેવી છે? ચપાના પુષ્પ, અશોકના પુષ્પ, પુન્નાગના પુષ્પ, નાગકેસરના પુષ્પ, પ્રિયગુના પુષ્પ, શિરીષસરસડાના પુષ્પ, મોગરાના પુષ્પ, મલ્લિકા કેલડીના પુષ્પ, જાઈના પુષ્પ જુઈના પુષ્પ, અકોલના પુષ્પ, કોજ્જના પુષ્પ, કોરિટના પુષ્પ, ડમરાના પાન, નવમાલિકા વેલડીના પુષ્પ, બકુલના પુષ્પ, તિલકના પુષ્પ, વાસતિકા વેલડીના પુષ્પ, સૂર્યવિકાસી કમળના પુષ્પ, ચન્દ્ર વિકાશી કમળના પુષ્પ, ગુલાબના પુષ્પ, મચકુદના પુષ્પ, અને આબાની મજરી ઉપર બતાવેલા પુષ્પો અને મજરીની સુગધવાળી માળા છે વળી તે માળા કેવી છે?– અનુપમ અને મનોહર સુગધ વડે દસે દિશાઓને સુગધયુક્ત કરતી, વળી તે માળા કેવી છે?– સર્વ ઋતુઓના સુગધી પુષ્પોની માળાઓ વડે સફેદ છે, વળી દેદીપ્યમાન રમણીય લાલપીળા, વિગેરે ભિન્ન ભિન્ન રગના પુષ્પોની વચ્ચે વચ્ચે ગુથણી કરી હોવાથી જાણે ચિતરેલી હોયની! એવી આશ્ચર્યકારી ભાસે છે. અર્થાત્ તે માળામા સફેદ વર્ણ અધિક છે, અને અદર

॥ ૮૧ ॥

બીજા વર્ણ થોડા થોડા છે વળી તે માળાની અતિશય સુગંધીને લીધે અન્ય સ્થળેથી ખેંચાઈને આવેલો ષટ્પદ મધુકરી અને ભમરાઓનો સમૂહ તે માળાની ઉપર નીચે તથા પડખે લીન બની કર્ણને મધુર લાગે તેવા શબ્દ કરતો ગુંજારવ કરી રહ્યો છે, આવા પ્રકારની પુષ્પમાળાને આકાશતળ થકી ઉતરતી દેખે છે (॥ ૫ ॥) ॥ ૩૭ ॥

ત્યાર પછી ત્રિશલા દેવી છઠ્ઠે સ્વપ્ને ચન્દ્રને દેખે છે તે ચન્દ્ર કેવો છે? ગાયનુ દૂધ, ફીણ, પાણીના કણીયા, અને રૂપાના કલશ જેવો સફેદ છે શાતિ આપનારો, લોકોના હૃદય અને નેત્રોને વહાલો લાગે એવો, સંપૂર્ણ મંડલવાળો–સોળ કલાયુક્ત, ઘોર અંધકાર વડે ઘાટી અને ગંભીર જે વનની ઝાડી, તે ઝાડીમા પણ અંધકારનો નાશ કરનારો, માસ વરસ વિગેરેના પ્રમાણને કરનારા જે શુકલ અને કૃષ્ણ એવા બે પખ-વાડિયા, તે બે પખવાડિયાની મધ્યમાં રહેલી જે પૂર્ણિમાને વિષે શોભતી કલાઓ વાળો, કુમુદના વનને વિકસ્વર કરનારો, રાત્રિને શોભાવનારો, રાખ વિગેરેથી સારી રીતે માજીને ઉજ્વલ બનાવેલા આરીસા જેવો, હંસ જેવા ઉજ્વલ વર્ણવાળો, ગ્રહ નક્ષત્ર તારા વિગેરે જે જ્યોતિષ તેઓના મુખને શોભાવનારો, અર્થાત્ તેઓમાં અગ્રેસર, અંધકારનો શત્રુ, કામદેવના ભાથા[1] સમાન. જેમ ધનુર્ધારી પુરુષ ભાથાને પ્રાપ્ત કરી, તેમાંથી બાણો લઈ, તે બાણો વડે મૃગાદિ પ્રાણીઓને હણે છે, તેમ કામદેવ પણ ચન્દ્રનો ઉદય પામી લોકોને કામબાણ વડે વ્યાકુલ કરે છે અર્થાત્ ચન્દ્રનો ઉદય થતા કામદેવ કામીઓને સતાવે છે વળી તે

૧ યોદ્ધાઓ તથા શિકારીઓ જેમા તીરો રાખી પીઠ પાછળ બાંધે છે તેને ભાથુ કહે છે

ચન્દ્ર કેવો છે? સમુદ્રની વેલાને[1] વધારનારો, પોતાના પ્રાણવલ્લભ ભર્તારના વિયોગથી વ્યગ્ર બનેલી વિરહિણી સ્ત્રીઓને પોતાના કિરણો વડે શોકાગ્રસ્ત કરતો, અર્થાત્ વિયોગીઓને ચંદ્ર દેખતાં વિરહદુઃખ વૃદ્ધિ પામે છે. તે ચન્દ્ર સૌમ્ય અને રમણીય સ્વરૂપવાળો છે, વળી આકાશ મંડલનું જાણે વિસ્તીર્ણ સૌમ્ય અને ચલન-સ્વભાવ તિલક જ હોયની! એવા ચન્દ્રને તે ત્રિશલા ક્ષત્રિયાણી દેખે છે.

વળી તે ચન્દ્ર કેવો છે?–પોતાની પત્ની જે રોહિણી, તેણીના ચિત્તને હિતકારી ભર્તાર[2], વળી ચાંદની વડે શોભી રહેલા એવા સંપૂર્ણ ચન્દ્રને ત્રિશલાદેવી છટ્ઠા સ્વપ્નમાં દેખે છે (॥૬॥)॥૩૮॥

ત્યાર પછી ત્રિશલા ક્ષત્રિયાણી સાતમે સ્વપ્ને સૂર્યને દેખે છે. તે સૂર્ય કેવો છે?–અંધકારના સમૂહને નાશ કરનાર, તેજ વડે જ જાજ્વલ્યમાન રૂપ વાળો, જો કે સૂર્યમંડલમાં વર્તતા બાદરપૃથ્વીકાયિકો સ્વભાવથી તો શીતલ છે, પણ આતપ નામ કર્મના ઉદયથી તેજ વડે જ જાજ્વલ્યમાન સ્વરૂપવાળા છે. વળી તે સૂર્ય કેવો છે?–લાલ અશોકવૃક્ષ, પ્રફુલ્લિત થયેલ કેસુડો, પોપટની ચાંચ, અને ચણોઠીના અર્ધભાગ જેવો લાલ રંગ વાળો, કમલના વનોને વિકાસલક્ષ્મી વડે વિભૂષિત કરનારો, મેષ વિગેરે રાશિમાં સંક્રમણાદિ વડે જ્યોતિષ ચક્રનું લક્ષણ જણાવનારો, આકાશતલને વિષે પ્રકાશ કરનાર હોવાથી પ્રદીપ સમાન, હિમસમૂહને ગળે પકડી મૂકનારો, અર્થાત્ હિમસમૂહનો નાશ કરનારો, ગ્રહોના સમુદાયનો મહાન્ સ્વામી, રાત્રિનો નાશ કરનાર, ઉદય અને અસ્ત સમયે મુહૂર્ત સુધી સુખે જોઈ શકાય એવો, અને તે સિવાય બીજે વખતે દુઃખથી જોઈ શકાય એવા ઉગ્ર સ્વરૂપ વાળો રાત્રિને વિષે ચોરી જારી વિગેરે અન્યાય માટે ભટકનારા જે

1 ભરતી. 2 જો કે રોહિણી એક નક્ષત્ર છે સિદ્ધાન્તમાં ચન્દ્ર અને નક્ષત્રોનો સંબંધ સ્વામી-સેવક પણે પ્રસિદ્ધ છે પતિ-પત્ની તરીકેનો સંબંધ નથી, પરંતુ આ વિશેષણ ગ્રન્થકારે કવિઓના સંકેતની અપેક્ષાએ લોકરૂઢિથી મૂક્યું છે.

સ્વેચ્છાચારી ચોર વ્યભિચારી વિગેરેને અન્યાયથી અટકાવનાર, ઠંડીના વેગને પોતાના તાપથી દૂર કરનાર, પ્રદક્ષિણા વડે મેરુ પર્વતની આસપાસ સતત ભ્રમણ કરનાર, વિસ્તીર્ણ મંડલવાળો, અને પોતાના હજાર કિરણો વડે ચળકાટ કરતા ચન્દ્ર તારા વિગેરેની શોભાને નાશ કરનાર, આવા પ્રકારના સૂર્યને ત્રિશલા ક્ષત્રિયાણી સાતમા સ્વપ્નને વિષે દેખે છે અહી સૂર્યનાં જે એક હજાર કિરણો કહ્યા, તે ફક્ત લોકરૂઢિથી કહ્યા છે, પણ કાલવિશેષની અપેક્ષાએ સૂર્યના કિરણો અધિકપણ હોય છે લૌકિક શાસ્ત્રોમાં પણ કહ્યુ છે કે-

"ઋતુઓના ભેદ પ્રમાણે સૂર્યના કિરણો વૃદ્ધિ પણ પામે છે જેમકે-ચૈત્રમાસમાં તેના બારસો કિરણો હોય છે, વૈશાખ માસમાં તેરસો કિરણ થાય છે ॥૧॥ જેઠ માસમાં ચૌદસો કિરણ થાય છે શ્રાવણ અને ભાદરવા માસમાં પણ તેટલાજ એટલે ચોદસો ચૌદસો કિરણો હોય છે અસાઢ માસમા પંદરસો કિરણો હોય છે, અને આસો માસમા સોળસો કિરણો હોય છે. ॥૨॥ કાર્તિક માસમા અગીયારસો કિરણો હોય છે, મહા માસમાં પણ તેટલાજ એટલે અગીયારસો કિરણો હોય છે, માગશર માસમા એક હજાર અને પચાસ, એવી રીતે ફાગણ માસમાં પણ એક હજાર અને પચાસ કિરણો હોય છે ॥૩॥ પોષ માસમાંજ સૂર્યના કિરણો એક હજાર હોય છે" (॥૭॥) ॥૩૯॥

ત્યાર પછી ત્રિશલા ક્ષત્રિયાણી આઠમે સ્વપ્ને ઉત્તમ જાતિના સુવર્ણમય દંડ ઉપર રહેલો ધ્વજ દેખે છે. તે ધ્વજ કેવો છે?– લીલા[1] કૃષ્ણ પીળા અને સફેદ વર્ણવાળા હોવાથી રમણીય, સુકોમળ, અને વાયુ

૧ કૃષ્ણ વર્ણ કથંચિત્ લીલાવર્ણની સદૃશ હોય છે, તેથી નીલ શબ્દથી લીલોવર્ણ અને કૃષ્ણવર્ણ એમ બન્ને અર્થ લીધા છે

વડે આમ તેમ ફરકતા એવા જે જથ્થાબંધ મોરપીંછ તે મોરપીંછ રૂપી જાણે તેના કેશ હોયની ! એવા ધ્વજને દેખે છે ! અર્થાત્ જેમ મનુષ્યના મસ્તક ઉપર કેશનો ચોટલો શોભે છે, તેમ આ ધ્વજ ઉપર પણ ચોટલાની જગ્યાએ મોરપીંછનો ગુચ્છો શોભે છે વળી તે ધ્વજ કેવો છે ?– અતિશય શોભાયુક્ત છે, તે ધ્વજના ઉપરના ભાગમાં સિંહ ચીતરેલો છે, તે સિંહ સ્ફટિકરત્ન, શંખ, અંકરત્ન, મચકુંદ પુષ્પ, પાણીના કણીયા, અને રૂપાના કલશ જેવો સફેદ છે. આવા પ્રકારના પોતાના સૌંદર્ય વડે રમણીય લાગતા સિંહ વડે તે ધ્વજ શોભી રહ્યો છે, વળી વાયરાના તરંગથી ધ્વજ ફરકે છે, તેથી તેમાં ચીતરેલો સિંહ પણ ઉછળી રહ્યો છે, તેથી અહીં કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે–જાણે તે સિંહ આકાશતલને ફોડી નાખવાને પ્રયાસ કરી રહ્યો હોયની ! આવા પ્રકારના સિંહયુક્ત ધ્વજને દેખે છે વળી તે ધ્વજ કેવો છે ?– સુખકારી મંદ મંદ વાયરાને લીધે ચાલયમાન થતો, અતિશય મોટો, અને મનુષ્યોને દેખવા લાયક મનોહર રૂપ વાળા ધ્વજને દેખે છે (॥૮॥) ॥૪૦॥

ત્યાર પછી ત્રિશલા ક્ષત્રિયાણી નવમે સ્વપ્ને પાણીથી સંપૂર્ણ ભરેલા કલશને એટલે કુંભને દેખે છે તે કલશ કેવો છે ? ઉત્તમ જાતિના સુવર્ણ જેવું દેદીપ્યમાન છે રૂપ જેનુ એવો, એટલે જેમ ઉત્તમ જાતિનું સુવર્ણ અતિનિર્મલ હોય છે તેમ તે કલસનુ રૂપ પણ અતિનિર્મલ છે વળી તે કલશ કેવો છે ! – નિર્મલ જલથી ભરેલો, અને તેથી જ કલ્યાણને સુચવનારો, ચલકાટ કરતી છે કાંતિ જેની એવો.

કલમના સમુદાય વડે ચારે તરફથી શોભતો, પ્રતિપૂર્ણ જે સર્વ મંગલના પ્રકારો, તેઓનું જાણે સંકેતસ્થાન હોયની ? એવો, એટલે જેમ સંકેત કરનારા સંકેતની જગ્યાએ અવશ્ય પ્રાપ્ત થાય છે તેમ ॥ ૮૫ ॥

આ કલશ દૃષ્ટિગોચર થતાં સર્વ મંગલના પ્રકારો અવશ્ય પ્રાપ્ત થાય છે. વળી તે કળશ કેવો છે? ઉત્તમોત્તમ રત્નો વડે અતિશય શોભતા કમળ ઉપર રહેલો, નેત્રોને આનંદ ઉપજાવનારો અત્યંત દેદીપ્યમાન, અથવા પોતાની પ્રભા વડે નિરુપમ, અને તેથી જ સર્વ દિશાઓને દીપાવતો, ઉત્તમ સંપત્તિનું ઘર, સર્વ પ્રકારના અમંગલ રહિત, અને તેથી જ શુભ કરનારો, તેજસ્વી, ધર્મ અર્થ અને કામરૂપ ત્રિવર્ગ સંપત્તિના આગમનને સૂચવનારો હોવાથી એ ત્રિવર્ગરૂપ સંપત્તિ વડે શ્રેષ્ઠ, સર્વ ઋતુઓમાં થતા સુગન્ધી પુષ્પોની માલાને કંઠમાં ધારણ કરનારો, આવા પ્રકારના સંપૂર્ણ ભરેલા રૂપાના કળશને તે ત્રિશલા ક્ષત્રિયાણી દેખે છે (॥ ૯ ॥) ॥ ૪૧ ॥

ત્યાર પછી દશમે સ્વપ્ને ત્રિશલા ક્ષત્રિયાણી પદ્મસરોવર દેખે છે—તે પદ્મસરોવર કેવું છે? ઉગતા સૂર્યના કિરણોથી ઉઘડેલા જે હજાર પાંખડીના કમળો, તેઓ વડે અત્યંત સુગંધી અને પિંજર એટલે જરા પીલું અને રતાશ મારતુ છે પાણી જેમાં એવુ, જલમાં વસનારા પ્રાણીઓના સમૂહ વડે ચારે બાજુએથી વ્યાપ્ત થયેલું, માછલાંઓ વડે વપરાતા પાણીના સમૂહ વાળુ. સૂર્યવિકાશી કમળ, ચન્દ્રવિકાશી કમળ, લાલ કમળ, અને સફેદ કમળ, એવી રીતે વિવિધ જાતનાં કમળોનો વિશાલ અને ફેલાઈ રહેલો જે કાન્તિઓનો સમૂહ, તે વડે જાણે ચલકાટ મારી રહ્યુ હોયની! એવું વળી તે પદ્મસરોવર કેવું છે? રમણીય રૂપની શોભા વાળુ, અત્યંત હર્ષિત થયેલા અંતઃકરણવાળા, ભમરાઓ અને મદોન્મત્ત ભમરીઓના સમુદાય વડે આસ્વાદન કરાતા કમળોવાળુ, આવા સુન્દર અને ભવ્ય સ્થાનની પ્રાપ્તિથી થયેલો છે અહંકાર જેઓને એવા જે કળહંસ બગલાં ચકવા રાજહંસ અને સારસ વિગેરે પક્ષીઓના સમૂહો, તેઓનાં જોડલાઓ વડે સેવાતા પાણીવાળુ, કમળિનીઓના પાંદડા

ઉપર લાગેલા જે પાણીના બિંદુઓ, તેઓના સમુદાય વડે જાણે આભૂષણયુક્ત થયું હોયની ! એવું; એટલે કમળિનીઓના પાંદડાં નીલરત્ન જેવાં શોભે છે, અને તેઓ ઉપર લાગેલા જળના બિન્દુઓ મોતી જેવાં છે, તેથી નીલરત્નમાં જાણે મોતી જડ્યા હોયની ! એવા પ્રકારના જાણે આભૂષણયુક્ત તે પદ્મસરોવર આશ્ચર્યકારી લાગે છે વળી તે પદ્મસરોવર કેવું છે ?–

હૃદય અને નેત્રોને પ્રેમ ઉપજાવનારૂં, સરોવરોને વિષે પૂજનીય, અને તેથી જ રમણીય, આવા પ્રકારના પદ્મસરોવર નામના સરોવરને ત્રિશલા ક્ષત્રિયાણી દેખે છે (॥ ૧૦ ॥) ॥ ॥ ૪૨ ॥

ત્યાર પછી અગીયારમે સ્વપ્ને ત્રિશલા ક્ષત્રિયાણી ક્ષીરસમુદ્રને દેખે છે. તે ક્ષીરસમુદ્ર કેવો ?– ચન્દ્રમાના કિરણોનો જે સમૂહ, તેના સરખી અતિ ઉજ્વલપણે મધ્યભાગની શોભાવાળો, ચારે દિશાના માર્ગોમાં અતિશય વધતા પાણીના સમૂહવાળા, અર્થાત્ તે સમુદ્રમાં ચારે દિશાએ અગાધ જલપ્રવાહ છે. વળી તે ક્ષીરસમુદ્ર કેવો છે ?–અતિશય ચંચલ અને ઘણા ઉંચા પ્રમાણના જે કલ્લોલો એટલે મોજાઓ, તેઓ વડે વારવાર એકઠુ થઈને જુદુ પડતુ છે પાણી જેનું એવો, સખત પવનના આઘાતથી ચલાયમાન થયેલા અને તેથીજ ચપલ બનેલા જે પ્રગટ તરંગો, આમ તેમ નાચી રહેલા જે ભંગો એટલે તરંગવિશેષો,

તથા અતિશય ક્ષોભ પામતી એટલે ભયભ્રાંત થયેલી હોયની ! તેમ ચારે બાજુએ અથડાતી, અને તેથીજ શોભી રહેલી, સ્વચ્છ અને ઉછાળા મારતી તે ઉર્મિઓ એટલે મોટા મોટા કલ્લોલો અર્થાત્ સમુદ્રના લોઢ, આવી રીતના તરંગો ભંગો અને ઉર્મિઓ સાથે જે સંબંધ, તે વડે કાંઠા તરફ દોડતો અને કાંઠાથી પાછો ફરતો થકો અત્યંત દેદીપ્યમાન અને દેખનારાઓને પ્રેમ ઉપજાવનારો, મોટા મગરમચ્છ,

માંછલાં તિમિ નામના સાધારણ મચ્છ, તિમિંગિલ નામના મોટા મચ્છ, નિરુદ્ધ અને તિલિતિલિક, વગેરે જે જુદી જુદી જાતના જલચર જીવો. તેઓના પૂંછડાઓના આઘાતથી ઉત્પન્ન થયેલો છે કપૂર જેવા સફેદ ફીણનો વિસ્તાર, જેમાં એવો, મોટી મોટી નદીઓના જોસભેરદોડી આવતા જે પાણીના પ્રવાહો, તેઓથી ઉત્પન્ન થયેલી પાણીની ભમરીઓ વાળો ગંગાવર્ત નામનો આવર્તવિશેષ એટલે ઘૂમરીવિશેષ,

તે ઘૂમરીમાં વ્યાકુલ થતુ અને ઘૂમરીમાં પડેલુ હોવાથી અન્ય સ્થળે નીકળી જવાનો અવકાશ નહિ હોવાથી ઉંચે ઉછાળા મારતુ, વળી ઉંચે ઉછળીને પાછું તેજ ઘૂમરીમાં પડતુ અને તેથીજ ચક્રાકાર ભમી રહેલ ચપળ પાણીવાળો. આવા પ્રકારના ક્ષીરસમુદ્રને શરદ ઋતુના ચન્દ્રમાં જેવા સૌમ્ય મુખવાળી ત્રિશલા ક્ષત્રિયાણી દેખે છે (॥ ૧૨ ॥) ॥ ૪૩ ॥

ત્યાર પછી ત્રિશલા ક્ષત્રિયાણી બારમે સ્વપ્ને વિમાન દેખે છે. તે વિમાન કેવું છે ?–નવા ઉગેલા સૂર્યના બિંબ જેવી કાન્તિવાળુ, તેજ યુક્ત શોભા વાળું, ઉત્તમ જાતિના સુવર્ણ અને ઉંચા પ્રકારના મહામણિઓના સમૂહ વડે મનોહર બનેલાં જે એક હજાર અને આઠ સ્તંભો, તે સ્તંભો વડે દેદીપ્યમાન છતુ આકાશને પણ દીપાવતુ, સુવર્ણના પતરાંઓમાં લટકતા મોતીઓ વડે અતિશય તેજસ્વી બનેલું,

જેની ચાર દેવતાઓ સંબંધી લટકી રહેલી પુષ્પમાળાઓ દેદીપ્યમાન થઇ રહી છે એવુ. વળી તે વિમાન કેવું છે ! વરુઓ, વૃષભ, ઘોડા, મનુષ્યો, મગરમચ્છો, પંખીઓ, સર્પો, કિન્નર જાતિના દેવો, રુરુ જાતિના મૃગલાઓ, અષ્ટાપદ નામના જંગલના પશુઓ, ચમરી ગાયો, સંસક્ત નામના જંગલી–શિકારી પશુઓ, હાથીઓ, અશોકલતા વિગેરે વનલતાઓ, અને પદ્મલતાઓ એટલે કમળીનીઓ; એ સર્વેના જે મનોહર

ચિત્રો તેઓ વડે મનને આશ્ચર્ય ઉપજાવનાર, મધુર સ્વરે ગવાતા જે ગાયનો અને બજાવાતા જે વાજિંત્રો તે ગાયનો અને વાજિંત્રોના સંપૂર્ણ નાદવાળુ, જળથી ભરેલો ઘટાટોપ બનેલો અને વિસ્તારવાળો જે મેઘ, તેની ગર્જના સદૃશ દેવ દુંદુભિના મોટા શબ્દ વડે નિરંતર સકલ જીવલોકને પૂરતુ, અર્થાત્ સંપૂર્ણ જગતને શબ્દવ્યાપ્ત કરતુ, કાળો અગરુ, ઊંચી જાતનો કિંદ્રુ, સેલારસ, બળી રહેલી દશાંગાદિ ધૂપ તથા; બીજા પણ સુગંધી દ્રવ્યો, એ બધા પદાર્થોની ઉત્તમ, મહેક મારી રહેતી, અને ચારે તરફ ફેલાઈ રહેલી જે સુગંધ, તે વડે રમણીય, નિરંતર છે પ્રકાશ જેમાં એવું, સફેદ રંગનુ અને તેથીજ ઉજ્વલ કાન્તિવાળુ, ઉત્તમ દેવતાઓ વડે શોભી રહેલું, સાતાવેદનીય કર્મનો છે ઉપભોગ જેમાં એવુ, બીજા ઉત્તમ વિમાનો કરતાં પણ સફેદ કમળ જેવું અતિ ઉત્તમ. એટલે જેમ સફેદ કમળ બીજા કમળો કરતાં અતિ ઉત્તમ છે, તેમ આ વિમાન બીજા ઉત્તમ વિમાનો કરતાં પણ અતિ ઉત્તમ છે, આવા પ્રકારના વિમાનને ત્રિશલા ક્ષત્રિયાણી બારમે સ્વપ્ને દેખે છે (॥૧૨॥) ॥૪૪॥

ત્યાર પછી ત્રિશલા ક્ષત્રિયાણી તેરમે સ્વપ્ને રત્નોનો રાશિ એટલે ઢગલો દેખે છે. તે રત્નોનો રાશિ કેવો છે? પુલાક રત્ન, વજ્રરત્ન, ઇન્દ્રનીલ રત્ન એટલે લીલમ–પન્ના, સસ્યક રત્ન, કર્કેતન રત્ન, લોહિતાક્ષ રત્ન, મરકત રત્ન, મસારગલ્લ રત્ન પરવાળા નામના રત્ન, સ્ફટિક રત્ન, સૌગન્ધિક રત્ન, હંસગર્ભ રત્ન, શ્યામકાન્તિવાળા અંજન નામના રત્ન, અને ચન્દ્રકાન્ત મણિ, એ પ્રમાણે ભિન્ન ભિન્ન જાતિના ઉત્તમ રત્નો વડે તે રત્નરાશિ પૃથ્વીતળ ઉપર રહ્યો છતો પણ આકાશમંડળના અંત સુધી શોભાવતો એટલે આકાશના શિખરને પણ પોતાની કાન્તિ વડે દીપાવતો; વળી તે રત્નરાશિ કેવો છે? મેરુ પર્વત સદૃશ ઉંચો, આવા પ્રકારના

॥ ૮૯ ॥

રત્નસમૂહના રાશિને તે ત્રિશલા ક્ષત્રિયાણી દેખે છે (॥૧૩॥) ॥૪૫॥

વળી તે ત્રિશલા ક્ષત્રિયાણી ચોદમે સ્વપ્ને અગ્નિ દેખે છે તે અગ્નિ કેવો છે?– વિસ્તારવાળી, ઉજ્વલ ઘી વડે અને પીળા મધ વડે સિંચાતી, અને તેથીજ ધૂમાડા વગરની, ધગધગતી, જાજ્વલ્યમાન બળી રહેલી, આવા પ્રકારની જે જ્વાળાઓ તે જ્વાળાઓ વડે ઉજ્વલ અને મનોહર, વળી તે અગ્નિ કેવો છે?–તરતમ-યોગ યુક્ત એટલે એકબીજાની અપેક્ષાએ નાની મોટી જે જ્વાલાઓના સમૂહ, તેઓ વડે જાણે પરસ્પર મિશ્રિત થએલો–સકળાયેલો હોયની! એવો, અર્થાત્ એક જ્વાળા ઉંચી છે, બીજી જ્વાળા તેનાથી ઉંચી છે, વળી ત્રીજી તેથી પણ ઉંચી છે, એવી રીતે એકબીજીની અપેક્ષા એનાથી મોટી સર્વ જ્વાળાઓ જાણે સ્પર્ધા વડે તે અગ્નિની અંદર પ્રવેશ કરી રહી હોયની! એવો. જ્વાળાઓનુ જે ઉંચે બળવું, તે વડે જાણે આકાશને કોઇક પ્રદેશમાં પકાવતો હોયની! એવો, અર્થાત્ તે અગ્નિ જ્વાળાઓ આકાશ સુધી ઉંચી હોવાથી જાણે આકાશને પકાવવાની તૈયારી કરતો હોયની! એવો લાગે છે, વળી અતિશય વેગ વડે ચંચલ છે, આવા પ્રકારના અગ્નિને તે ત્રિશલા ક્ષત્રિયાણી ચોદમે સ્વપ્ને દેખે છે, (॥૧૪॥) ॥૪૬॥

આ આવા પ્રકારના કલ્યાણના હેતુરૂપ ઉમા એટલે કીર્તિ, તે સહિત, અર્થાત્ કીર્તિએ કરીને સહિત દર્શનમાત્રથી પણ પ્રીતિને ઉપજાવનારા અને સુન્દર રૂપવાળા સ્વપ્નોને નિદ્રામા જોઇને કમળ જેવાં નેત્ર-વાળી અને હર્ષ વડે રોમાંચિત શરીરવાળી તે ત્રિશલા ક્ષત્રિયાણી જાગી

જ્યારે જિનેશ્વરો માતાના ગર્ભમાં આવે છે ત્યારે આ ચોદ મહાસ્વપ્નોને જિનેશ્વરોની માતાઓ અવશ્ય દેખે છે, એ પ્રમાણે ગ્રન્થકાર અહી પ્રસંગથી જણાવે છે– મહાયશસ્વી તીર્થંકરો જે રાત્રિને

વિષે માતાની કુખમાં આવે છે, તે રાત્રિએ તીર્થંકરોની સર્વ માતાઓ આ ચૌદ સ્વપ્નોને દેખે છે (॥૨॥)॥૪૭॥

ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણી આવા સ્વરૂપના પ્રશસ્ત એવા ચૌદ મહાસ્વપ્નને દેખીને જાગી છતી વિસ્મિત થયેલી, સંતોષ પામેલી, યાવત્ હર્ષના વશથી ઉલ્લસિત હૃદયવાળી, મેઘની ધારાથી સિંચાયેલા કદંબના પુષ્પની જેમ જેણીની રોમરાજી વિકસિત થઈ છે એવી સ્વપ્નાઓનું સ્મરણ કરવા લાગી. સ્વપ્નાઓનુ સ્મરણ કરીને શય્યા થકી ઉઠે છે ઉઠીને પાદપીઠ થકી નીચે ઉતરે છે. ઉતરીને મનની ઉતાવળ રહિત, શરીરની ચપળતા રહિત, અને વચમા કોઈ ઠેકાણે વિલંબ રહિત એવી રાજહંસ સદૃશ ગતિ વડે જ્યાં સિદ્ધાર્થ ક્ષત્રિયની શય્યા છે. જ્યાં સિદ્ધાર્થ ક્ષત્રિય છે, ત્યાં આવે છે આવીને સિદ્ધાર્થ ક્ષત્રિયને તેવા પ્રકારની વિશિષ્ટ ગુણવાળી વાણી એટલે વચનો વડે જગાડે છે તે વાણી કેવી છે? ઈષ્ટ એટલે સિદ્ધાર્થ ક્ષત્રિયને વલ્લભ લાગે એવી, જેને સાંભળવાની હમેશાં ઈચ્છા થાય એવી, અને તેથી જ પ્રિય એટલે તે વાણી ઉપર દ્વેષ ન આવે એવી, મનને વિનોદ કરાવનારી, અતિશય સુન્દર હોવાથી મનમાં બરાબર ઠરી જાય એવી, અર્થાત્ કોઈપણ વખત ન ભૂલાય એવી, સુન્દર ધ્વનિ, મનોહર વર્ણો, અને સ્પષ્ટ ઉચ્ચારવાળી સમૃદ્ધિને કરનારી, તેવા પ્રકારના વર્ણો વડે યુક્ત હોવાથી ઉપદ્રવોને હરનારી, ધનને પ્રાપ્ત કરાવનારી, અનર્થોના વિનાશરૂપ જે મંગલ, તે મંગલ કરવામાં પ્રવીણ, અલંકારાદિ વડે શોભતી, જેને સાંભળતાં તુરત જ હૃદયને વિષે અર્થ જણાઈ જાય એવી, અને સુકોમલ હોવાથી હૃદયને પ્યારી લાગે એવી, હૃદયને આલ્હાદ ઉપજાવનારી, એટલે હૃદયના શોકાદિનો નાશ કરનારી, જેમા વર્ણો પદો તથા વાક્યો થોડા અને અર્થ ઘણો નીકળે એવી, સાંભળતા જ કર્ણને સુખ ઉપજાવનારી મધુર, અને સુન્દર લાલિત્યવાળા વર્ણો

વડે મનોહર, આવા પ્રકારની વાણી વડે બોલતી ત્રિશલા ક્ષત્રિયાણી સિદ્ધાર્થ ક્ષત્રિયને જગાડે છે ॥ ૪૮ ॥

ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણી સિદ્ધાર્થ રાજાની આજ્ઞા પામી વિવિધ પ્રકારના મણિઓ સુવર્ણ અને રત્નોની રચના વડે આશ્ચર્યકારી એવા સિંહાસન ઉપર બેસે છે બેસીને શ્રમને દૂર કરી, ક્ષોભ રહિત થઈ, સુખ-સમાધિથી ઉત્તમ આસન પર સિદ્ધાર્થ ક્ષત્રિયને તેવા પ્રકારની વિશિષ્ટ ગુણવાળી, સિદ્ધાર્થ ક્ષત્રિયને વલ્લભ લાગે એવી, યાવત્ જેમા શબ્દો થોડા અને અર્થ ઘણો નીકળે એવી, સાભળતાંજ કર્ણને સુખ ઉપજાવનારી, અને સુંદર લાલિત્યવાળા વર્ણો વડે મનોહર, એવા પ્રકારની વાણી વડે બોલતી છતી આ પ્રમાણે કહેવા લાગી—॥૪૯॥

હે સ્વામી! ખરેખર હું આજે આગળ જેનું વર્ણન આવી ગયું છે તેવા પ્રકારની મહાપુણ્યશાળી અને ભાગ્યશાળીને યોગ્ય એવી શય્યામાં યાવત્ કાંઈક ઉંઘતી અને કાંઈક જાગતી છતી ચૌદ મહાસ્વપ્ન દેખીને જાગી તે આ રીતે-હાથી વૃષભ વિગેરે ચૌદ મહાસ્વપ્ન કહી સંભળાવ્યાં તેથી હે સ્વામી! આ પ્રશસ્ત એવા ચૌદ મહાસ્વપ્નોનો કલ્યાણકારી શું ફલવિશેષ તથા વૃત્તિવિશેષ થશે? ॥૫૦॥

ત્યાર પછી તે સિદ્ધાર્થ રાજા ત્રિશલા ક્ષત્રિયાણીની પાસે આ અર્થ સાંભળીને તથા મનથી અવધારીને વિસ્મિત થયેલો, સંતોષ પામેલો યાવત્ હર્ષના વશથી ઉલ્લસિત હૃદયવાળો મેઘધારાથી સિંચાએલા કદંબના સુગંધથી પુષ્પના જેમ વિકસિત થયેલી રોમરાજીવાળો તે સ્વપ્નાંઓને મનમા ધારે છે મનમાં ધારીને અર્થની વિચારણા કરે છે વિચારણા કરીને પોતાની સ્વાભાવિક મતિપૂર્વક બુદ્ધિ અને વિજ્ઞાન વડે તે સ્વપ્ના-ઓના અર્થનો નિર્ણય કરે છે નિર્ણય કરીને ત્રિશલા ક્ષત્રિયાણીને તેવા પ્રકારની વિશિષ્ટ ગુણવાળી, યાવત્

મંગલકારી એટલે હૃદયના શોકાદિનો નાશ કરનારી, મિત એટલે જેમા શબ્દો થોડા અને અર્થ ઘણો નીકળે એવી, સાંભળતાજ કાનને સુખ ઉપજાવનારી, અને સુંદર લાલિત્યયુક્ત વર્ણોવાળી વાણી વડે બોલતા તે સિદ્ધાર્થ રાજાએ ત્રિશલા ક્ષત્રિયાણીને આ પ્રમાણે કહ્યુ કે– ॥ ૫૧ ॥

હે દેવાનુપ્રિયે ! તે પ્રશસ્ત સ્વપ્ન દેખ્યાં છે હે દેવાનુપ્રિય ! તે કલ્યાણરૂપ સ્વપ્ન દેખ્યા છે એવી રીતે ઉપદ્રવોને હરનારા, ધનના હેતુરૂપ, મંગલરૂપ, શોભા સહિત. આરોગ્ય સંતોષ, લાંબુ આયુષ્ય, કલ્યાણ અને વાચ્છિત ફલના લાભ કરનારા એવા તે સ્વપ્ન દેખ્યા છે. હવે તે સ્વપ્નાઓનુ ફલ કહે છે, તે આ રીતે–

હે દેવાનુપ્રિયા ! રત્ન સુવર્ણાદિ અર્થનો લાભ થશે દેવાનુપ્રિયા ! ભોગનો લાભ થશે દેવાનુપ્રિયા ! પુત્રનો લાભ થશે. દેવાનુપ્રિયા ! સુખનો લાભ થશે. દેવાનુપ્રિયા ! રાજ્યનો લાભ થશે આ રીતે સામાન્ય પ્રકારે ફળ કહીને હવે વિશેષ પ્રકારે મુખ્ય ફળ કહે છે

હે દેવાનુપ્રિયા ! નિશ્ચયથી તુ નવ માસ પૂરેપૂરા થયા બાદ અને સાડા સાત દિવસ ગયા બાદ, આવા પ્રકારના પુત્રને જન્મ આપીશ. કેવા પ્રકારના પુત્રને ? તે કહે છે– આપણા કુળને વિષે ધ્વજ સદૃશ અર્થાત્ અતિ અદ્ભૂત, આપણા કુળને વિષે દીપક સદૃશ પ્રકાશ કરનાર તથા મંગળ કરનાર, કુળને વિષે પર્વત સમાન, અર્થાત્ પર્વતની પેઠે સ્થિર તથા જેને કોઈ પણ દુશ્મન પરાભવ ન કરી શકે એવો, કુળને વિષે ઉત્તમ હોવાથી મુગટ સમાન, કુળને ભૂષિત કરનારો હોવાથી તિલક સમાન, કુળની કીર્તી કરનારો, કુળનો નિર્વાહ કરનારો, કુળને વિષે અતિશય પ્રકાશ કરનારો હોવાથી સૂર્ય સમાન, પૃથ્વીની પેઠે કુળનો આધાર કુળની વૃદ્ધિ કરનારો, સર્વ દિશાઓમાં કુળની ખ્યાતિ કરનારો, કુળને વિષે

॥ ૯૩ ॥

આશ્રયરૂપ હોવાથી તથા પોતાની છત્રછાયામાં દરેક લોકોનુ રક્ષણ કરનાર હોવાથી વૃક્ષ સમાન, કુળની વિવિધ પ્રકારે વૃદ્ધિ કરનારો, વળી તે પુત્ર કેવો ?– જેના હાથ અને પગ સુકોમલ છે એવો, જેના શરીરની પાચે ઈન્દ્રિયો સારા લક્ષણયુક્ત અને પરિપૂર્ણ છે એવો, છત્ર ચામર વગેરે લક્ષણોના ગુણ વડે સહિત તથા મસ તલ વગેરે વ્યજનોના ગુણો વડે સહિત. માન ઉન્માન અને પ્રમાણ વડે સપૂર્ણ તથા સુદર છે સર્વ અગવાળુ શરીર જેનુ એવો, ચન્દ્રમાની પેઠે સૌમ્ય આકૃતિવાળો, મનોહર, વલ્લભ છે દર્શન જેનુ એવો, અને સુદર રૂપવાળો, આવા પ્રકારના પુત્રને તુ જન્મ આપીશ

વળી તે પુત્ર બાળપણુ છોડીને જ્યારે આઠ વરસનો થશે ત્યારે તેને સઘળુ વિજ્ઞાન પરિણમશે. પછી અનુક્રમે યૌવન અવસ્થાને પામશે ત્યારે દાન દેવામા તથા અગીકાર કરેલા કાર્યનો નિર્વાહ કરવામા સમર્થ થશે, રણસગ્રામમા બહાદુર થશે, પરરાજ્યને આક્રમણ કરવામા પરાક્રમવાળો થશે, અતિશય વિસ્તીર્ણ છે સેના અને વાહન જેના એવો થશે, તથા રાજ્યનો સ્વામી એવો રાજા થશે ॥ ૪૩ ॥

તેથી હે દેવાનુપ્રિય ? તે પ્રશસ્ત સ્વપ્નો દેખ્યા છે, યાવત્ મગલ અને કલ્યાણ કરનારા સ્વપ્નો દેખ્યા છે, એવી રીતે સિદ્ધાર્થ રાજા બે વાર ત્રણ વાર તેની પ્રશસા– અનુમોદના કરવા લાગ્યા. ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણી સિદ્ધાર્થ રાજાની પાસે આ અર્થ સાભળીને અને હૃદયમા અવધારીને હર્ષિત થયેલી, સતોષ પામેલી, યાવત્ વિકસિત હૃદયવાળી બે હાથ જોડી, દસ નખ ભેગા કરી, મસ્તકે આવર્ત કરી, મસ્તકે અજલિ જોડીને,– આ પ્રમાણે બોલી– ॥ ૫૪ ॥

હે સ્વામી ! એ એમજ છે, સ્વામી ! તમે સ્વપ્નાઓનુ જે ફલ કહ્યુ તે તેમજ છે, સ્વામી ! તે યથાસ્થિત

છે, સ્વામી! તે સંદેહ રહિત છે સ્વામી! તે ઇપ્સિત છે એટલે ફલ પામવાને ઇચ્છેલું છે સ્વામી! તે પ્રતીષ્ટ છે, એટલે તમારા મુખથી પડતુંજ વચન મે ગ્રહણ કર્યું છે, સ્વામી! તે ઇપ્સિત અને પ્રતીષ્ટ છે, જે પ્રમાણે તમે કહો છો તે અર્થ સત્ય છે, એમ કહીને તે સ્વપ્નાઓને અંગીકાર કરે છે. અંગીકાર કરીને પોતાને સ્થાને જવાને તેણી સિદ્ધાર્થ રાજા પાસેથી અનુમતિ પામી છતી વિવિધ પ્રકારના મણિઓ સુવર્ણ અને રત્નોની રચના વડે આશ્ચર્યકારી એવા સિંહાસન થકી ઉઠે છે. ઉઠીને મનની ઉતાવળ રહિત, શરીરની ચપલતા રહિત, સ્ખલના રહિત, અને વચમાં કોઈ ઠેકાણે વિલંબ રહિત એવી રાજહંસ સદૃશ ગતિ વડે જ્યાં પોતાની શય્યા છે ત્યાં આવે છે. આવીને આ પ્રમાણે બોલી કે ॥ ૫૫ ॥

સ્વરૂપથી સુંદર, શુભ ફળ દેનારાં, અને મંગલકારી એવાં મે દેખેલાં આ સ્વપ્નો બીજા ખરાબ સ્વપ્નથી નિષ્ફળ ન થાય, માટે મારે હવે ન સૂવુ જોઈએ, એમ કહી ત્રિશલા ક્ષત્રિયાણી દેવ અને ગુરુ જનના સંબંધવાળી, પ્રશસ્ત, મંગલ કરનારી, અને મનોહર એવી ધાર્મિક કથાઓ વડે સ્વપ્નાઓનુ રક્ષણ કરવા માટે જાગરણ કરતી છતી તથા નિદ્રાના નિવારણ વડે તે સ્વપ્નાઓનેજ સંભારતી રહે છે ॥૫૬॥

હવે સિદ્ધાર્થ ક્ષત્રિય પ્રભાતકાલ સમયે કૌટુંબિક પુરુષોને એટલે સેવકોને બોલાવે છે. તે કૌટુંબિક પુરુષોને બોલાવી આ પ્રમાણે કહ્યુ કે-॥૫૭॥

હે દેવાનુપ્રિયો! આજે ઉત્સવનો દિવસ છે તેથી જલદી બહારના સભામંડપને એટલે કચેરીને વિશેષ પ્રકારે વાળીચોળી ધૂળ વિગેરે ફેંકાવી દઈ સાફ કરી, સુગંધી પાણી છંટાવી, અને છાણ વિગેરે લીંપાવી પવિત્ર કરો. વળી ઉત્તમોત્તમ અને સુગંધી એવા પંચવર્ણી પુષ્પોને યોગ્ય સ્થળે ગોઠવી સંસ્કારયુક્ત કાળો

॥ ૯૫ ॥

અગરુ, ઉંચી જાતનો કિંદ્ર, સેલારસ, અને બળી રહેલો દશાંગાદિ ધૂપ, એ બધા પદાર્થોનો બહેક મારી રહેલો અને ચારે તરફ ફેલાઈ રહેલો જે સુગંધ, તે વડે રમણીય, ઉત્તમ ગંધવાળાં જે ઉંચી જાતનાં ચૂર્ણો, તેઓના સુગંધયુક્ત, તથા સુગંધી દ્રવ્યોની બનાવેલી જે ગુટિકા, તેના સદૃશ અતિશય સુગંધી, આવા પ્રકારની કચેરી તમે પોતે કરો તથા બીજાઓ પાસે કરાવો મારી આજ્ઞા મુજબ કચેરી તમે પોતે કરીને તથા બીજાઓ પાસે કરાવી તેમા સિંહાસન સ્થાપન કરાવો સિંહાસન સ્થાપન કરાવીને મારી આ આજ્ઞાને જલદી પાછી આપો, એટલે કે-મારી આજ્ઞા મુજબ કરીને પાછા આવી જલદી નિવેદન કરો ॥૫૮॥

ત્યાર પછી તે કૌટુંબિક પુરુષોને સિદ્ધાર્થ રાજાએ એ પ્રમાણે કહે છતે તે કૌટુંબિક પુરુષો હર્ષિત થયા, સંતોષ પામ્યા, યાવત્ પ્રફુલ્લિત હૃદયવાલા થઈને બે હાથ જોડી, યાવત્ દસે નખ ભેગા કરી, આવર્ત કરી મસ્તકે અંજલિ જોડીને 'જે આપ સ્વામી આજ્ઞા કરો છો તે મુજબ કરશું' એ પ્રમાણે સિદ્ધાર્થ રાજાની આજ્ઞાના વચનને વિનયપૂર્વક સ્વીકારે છે સ્વીકારીને સિદ્ધાર્થ ક્ષત્રિય પાસેથી નીકળે છે. નીકળી ને જ્યા બહારનો સભામંડપ છે ત્યા આવે છે આવીને બહારના તે સભામંડપને વિશેષ પ્રકારે જલદી સુગંધી પાણી છંટાવી, પવિત્ર કરી, યાવત્ સિંહાસન સ્થાપન કરે છે સિંહાસન સ્થાપન કરીને જ્યા સિદ્ધાર્થ ક્ષત્રિય છે ત્યા આવે છે. આવીને બે હાથ જોડી, દસે નખ ભેગા કરી, મસ્તકે આવર્ત કરી, મસ્તકે અંજલિ જોડીને, સિદ્ધાર્થ ક્ષત્રિયની તે પૂર્વે કહેલી આજ્ઞાને પાછી આપે છે, એટલે 'આપની આજ્ઞાનુસાર અમે કામ કર્યું' એ પ્રમાણે નિવેદન કરે છે ॥ ૫૯ ॥

ત્યાર પછી સિદ્ધાર્થ ક્ષત્રિય કાલે એટલે આગામી દિવસે પ્રગટપ્રભાતવાળી રાત્રી થયે છતે, અર્થાત્ જે

રાત્રિએ ત્રિશલા ક્ષત્રિયાણીએ સ્વપ્ન દેખ્યાં તે રાત્રિનું પ્રભાત થયે છતે, તે રાત્રિના પ્રભાત પછી પ્રફુલ્લિત પદ્માનાં પાંદડાંનો તથા કમલ નામના હરણીયાના નેત્રોનો સુકોમળ છે વિકાસ જેને વિષે એવા પ્રકારનું ઉજ્વલ પ્રભાત થયે છતે, અને ત્યાર પછી લાલ અશોકવૃક્ષના પ્રભાસમૂહ જેવો સૂર્ય ઉગે છતે, અર્થાત્ પહેલાં રાત્રિનું પ્રભાત થયુ ત્યારે પ્રકાશ ન હોતો, પછી જરા જરા પ્રકાશ થયો, પછી ઉજ્વલ પ્રભાત થયું, અને ત્યાર પછી ક્રમસર લાલ અશોકવૃક્ષના પ્રભાસમૂહ જેવો સૂર્ય ઉગે છતે; વળી તે સૂર્ય કેવો છે? તે કહે છે-કેસુડાનાં પુષ્પ, પોપટની ચાંચ, ચણોઠીના અર્ધભાગની લાલાશ. બપોરીયાનાં પુષ્પ, પારેવાના પગ અને નેત્ર, કોપિત થયેલી કોયલના અતિશય લાલ બનેલા નેત્રો, જાસૂનાં પુષ્પોનો ઢગલો, અને હિંગળોકનો, એ સર્વ લાલ રંગના પદાર્થો સદૃશ લાલ રંગવાળો, તથા કાન્તિ વડે એ સર્વ પદાર્થો કરતાં અતિશય શોભતો; વળી તે સૂર્ય કેવો છે?-કમલોના આકાર એટલે ઉત્પત્તિસ્થાન જે પદ્માહ્રદ વિગેરે, તેઓને વિષે જે ખડ એટલે કમલનાં વન, તે કમલનાં વનને વિકસ્વર કરનારો, આવા પ્રકારનો સૂર્ય ઉગે છતે વળી તે સૂર્ય કેવો છે?-હજાર કિરણોવાળો, રાત્રિનુ નિવારણ કરી દિવસ કરવાના સ્વભાવવાળો, તેજ વડે દેદીપ્યમાન, આવા પ્રકારનો સૂર્ય ઉગે છતે, વળી તે સૂર્યના કિરણોના અભિઘાત વડે અંધકાર વિનાશિત થયે છતે, ઉદય પામતા સૂર્યનાં કુંકુમ જેવા નવા તાપ વડે મનુષ્યલોક જાણે પિંજરો કર્યે છતે, જેમ કુંકુમ વડે કોઈ વસ્તુ પિંજરા વર્ણવાળી કરાય છે તેમ નવા તાપ વડે મનુષ્યલોક પિંજરા વર્ણનો કર્યે છતે, અર્થાત્ સૂર્યોદય થતાં તે સિદ્ધાર્થ રાજા શય્યા થકી ઉઠે છે ॥૬૦॥

કલ્પ. ૯

સિદ્ધાર્થ રાજા શય્યામાંથી ઉઠીને ત્યાર પછી તે શય્યા થકી ઉતરવા માટે મૂકેલા પાદપીઠ ઉપર પગ

મૂકી તે પાદપીઠ થકી નીચે ઉતરે છે. નીચે ઉતરીને જ્યાં કસરતશાળા છે ત્યાં આવે છે. આવીને કસરતશાળામાં પ્રવેશ કરે છે પ્રવેશ કરીને અનેક પ્રકારની કસરત કરવા માટે યોગ્ય એટલે બાણુ ફેંકવા વિગેરે શસ્રોની કવાયત, તથા મુદ્‌ગલાદિ કસરતના સાધનો ફેરવવાનો અભ્યાસ, વલ્ગના એટલે કાષ્ઠાદિની ઘોડી વિગેરેને ટપવુ, તથ ઉઠબેશ કરવી વિગેરે, વ્યામર્દન એટલે પરસ્પર ભુજા વિગેરે અંગોને મોડવા, મલ્લોનુ પહેલવાનોનુ યુદ્ધ, અને કરણ એટલે શરીરના અંગઉપાંગોને વાળવા, દંડ પીલવા, વિગેરે વિવિધ જાતની કસરત કરી શ્રમને પ્રાપ્ત થયા છતાં અંગોપાંગમા આખે શરીરે થાકી ગયા છતા તે સિદ્ધાર્થ રાજાએ કુશળ પુરુષો પાસે શરીરે પુષ્ટિકારક તેલ વિગેરે ચોપડાવી મર્દન કરાવ્યુ તે તેલ વિગેરે કેવા છે? ભિન્ન ભિન્ન ઓષધિઓના રસ વડે સો વાર પકાવેલુ, અથવા જેને પકાવતા સો સોનામહોર ખર્ચ થાય તે શતપાક તેલ, ભિન્ન ભિન્ન ઓષધિઓના રસ વડે હજાર વાર પકાવેલુ, અથવા જેને પકાવતા હજાર સોનામહોર ખર્ચ થાય તે સહસ્રપાક તેલ, આવા પ્રકારના સુગંધી અને ઉત્તમ પ્રકારના તેલ વિગેરે ચોપડાવી તે વડે મર્દન કરાવ્યુ વળી તે તેલ વિગેરે પદાર્થો કેવા છે? રસ રુધિર વિગેરે ધાતુઓની સમતા કરનારા જઠરાગ્નિને ઉદ્દીપન કરનારા, કામની વૃદ્ધિ કરનારા માંસને પુષ્ટ કરનારા, બલવાન્ બનાવનારા, અને સર્વ ઈન્દ્રિયો તથા ગાત્રોને મજબુત બનાવનારા આવા પ્રકારના તેલ વિગેરે ચોપડાવી તે તેલ વિગેરે વડે પુરુષો પાસે મર્દન કરાએલા છતા સિદ્ધાર્થ રાજાએ તેલચર્મ ઉપર સ્થાપન થઈને, (તેલ ચોપડી મર્દન કરાએલા પુરુષને ગાદલા ઉપર પાથરેલા જે ચામડા ઉપર સ્થાપન કરી ચંપી કરાય છે તે તેલચર્મ કહેવાય પુરુષો) પાસે ચંપી કરાવી, તેથી તેમને કસરત કરતાં કરતાં લાગેલો થાક ઉતરી ગયો. તેલથી મર્દન કરનારા તથા ચંપી કરનારા

પુરુષો કેવા હતા ? તે કહે છે- મર્દન વિગેરે કરવાના સઘળા ઉપાયોમાં વિચક્ષણ, જેઓના પ્રતિપૂર્ણ એટલે ખોડખાંપણ રહિત જે હાથ અને પગના તળીયા અતિશય સુકોમળ છે જેમનાં એવા, તેલ વિગેરે ચોપડવાના, તેલ વિગેરેનુ મર્દન કરવાના, અને મર્દન કરી શરીરમાં પ્રવેશ કરાવેલા એમ તેલ વિગેરેને પાછા શરીરમાંથી બહાર કાઢી નાખવાના ગુણોમાં અતિશય મહાવરાવાળા, અવસરના જાણકાર, કાર્યમાં જરા પણ વિલંબ નહિ લગાડનારા, બોલવામા ચતુર, અથવા મર્દન કરનારા માણસોમા પ્રથમ પંક્તિના-અગ્રેસર, વિનયવાળા, નવી નવી કલાઓને ગ્રહણ કરવાની અપૂર્વ શક્તિવાળા, અને પરિશ્રમને જીતનારા એટલે મર્દન વિગેરે કરતા થાકી ન જાય એવા મજબૂત બાંધાના પુરુષો પાસે તેલ વિગેરેથી મર્દન કરાવ્યુ, તથા ચંપી કરાવી, તેથી સિદ્ધાર્થ રાજાનો થાક ઉતરી ગયો. તે ચંપી કેવા પ્રકારની કરાવી ? તે કહે છે—

જે ચંપીથી શરીરમાં રહેલા હાડકાઓને સુખ ઉપજે, માંસને સુખ ઉપજે, ચામડીને સુખ ઉપજે, અને રોમને પણ સુખ ઉપજે, આવી રીતે ચાર પ્રકારે સુખ કરનારી છે શરીરની શુશ્રૂષા જેને વિષે એવા પ્રકારની ચંપી વડે ચંપાએલા છતા તે સિદ્ધાર્થ રાજા થાક રહિત થયા છતા કસરતશાળા થકી બહાર નીકળે છે ॥ ૬૧ ॥

સિદ્ધાર્થ રાજા કસરતશાળા થકી બહાર નીકળીને જ્યા સ્નાન કરવાનુ ઘર છે ત્યા આવે છે. આવીને સ્નાન કરવાના ઘરમા પ્રવેશ કરે છે પ્રવેશ કરીને સ્નાનમંડપમાં સ્થાપેલા સ્નાન કરવાના બાજોઠ ઉપર સુખપૂર્વક બેઠા. સ્નાનમંડપ કેવો છે તે કહે છે—

ગુંથેલા મોતીઓ યુક્ત જે વારીઓ, તે વડે વ્યાપ્ત અને મનોહર, વળી તે સ્નાનમંડપ કેવો છે ?-

વિભિન્ન પ્રકારના મણિઓ અને રત્નોથી જડેલા તળીયાવાળા, અને રમણીય, એવા સ્નાનમંડપના વિવિધ જાતીના મણિઓ અને રત્નોની રચના વડે આશ્ચર્યકારી એવા સ્નાનપીઠ ઉપર એટલે સ્નાન કરવામાં બાજોઠ ઉપર સુખપૂર્વક બેઠા છતાં સિદ્ધાર્થરાજાએ જળ વડે પુરુષો દ્વારા સ્નાન કર્યું. કેવા પ્રકારના જળ વડે સ્નાન કર્યું ? તે કહે છે—

પુષ્પોના રસ વડે મિશ્રિત જળ, ચંદનાદિ સુગંધિ પદાર્થોના રસ વડે મિશ્રિત જળ, અગ્નિથી ગરમ કરેલ જળ; પવિત્ર તીર્થોમાંથી મંગાવેલ જળ, અને સ્વાભાવિક નિર્મલ જળ, આવી રીતે જુદી જાતના જળ વડે કલ્યાણ કરવામાં પ્રવીણ-સમર્થ એવા સ્નાનવિધિપૂર્વક પૂર્વે વર્ણવેલા કુશળ પુરુષો દ્વારા સિદ્ધાર્થરાજાએ સ્નાન કર્યું.

તે સ્નાન અવસરે રક્ષાદિ બહુ પ્રકારનાં સેંકડો કૌતુકો કર્યા બાદ કલ્યાણકારી એવા તે પ્રધાન સ્નાનના અંતમાં રુવાટીવાળા, અતિ કોમળ સ્પર્શવાળા, અને સુગંધી એવા લાલ રંગના વસ્ત્ર વડે શરીર લૂછી નાખ્યું, એટલે જલ રહિત કર્યું; ત્યાર બાદ તેણે જરા પણ ફાટ્યા-તુટ્યા વગરનું, સ્વચ્છ અને અતિ મહામૂલ્યવાળું દૂષ્યરત્ન એટલે વસ્ત્રરત્ન-ઉત્તમોત્તમ વસ્ત્ર પહેર્યું. વળી તે સિદ્ધાર્થ રાજા કેવો ?– રસ સહિત અને સુગંધી એવા ગોશીર્ષચંદન વડે શરીરે લેપ કર્યો છે જેણે એવો. પહેરેલી છે પવિત્ર પુષ્પ-માળા જેણે એવો, વળી શરીરને શણગારનાર, પવિત્ર કુંકુમાદિનું કર્યું છે વિલેપન જેણે એવો, વળી તે સિદ્ધાર્થ રાજા કેવો છે ?– પહેરેલાં છે મણિમય અને સુવર્ણમય આભૂષણો જેને એવો, ગળાસ્થાને પહેરેલ જે હાર એટલે અઢારસરો હાર, અર્ધ હાર, એટલે નવસરો હાર ત્રિસરો હાર લટકાયમાન મોતીનું ઝુમનક

અને કમ્મરમાં પહેરેલો એ કંદોરો એ બન્નેમાં આભરણો વડે ઉત્તમ પ્રકારે કરેલી છે શોભા જેણે એવો, કંઠમાં પહેરેલ છે કંઠો કઠી વિગેરે કંઠના દાગીના જેણે એવો, વેઢ વીંટી વગેરે આંગળીઓમાં પહેરવાનાં ઘરેણાં, તથા કેશની શોભા વધારનારા પુષ્પ વગેરે કેશના આભૂષણો પહેર્યા છે જેણે એવો, હાથમાં પહેરેલા ઉત્તમ પ્રકારનાં કડાં અને બાજુબંધ—બહેરખા વડે સ્તંભિત થયેલી છે ભુજાઓ જેની એવો, પોતાના સ્વાભાવિક અતિશય સૌન્દર્ય વડે શોભી રહેલો, કાનમાં પહેરેલા કુંડલો વડે ઝળકાટ મારી રહ્યું છે મુખ જેનું એવો પહેરેલા મુગટ વડે દેદીપ્યમાન થયું છે મસ્તક જેનું એવો, હાર વડે ઢંકાયેલું અને તેથી જ દેખનારાઓને આનંદ આપનારૂં છે હૃદય જેનું એવો, પહેરેલી રત્નજડિત વીંટીઓ વડે પીળી છે આંગળીઓ જેની એવો, લાંબા અને લટકતા એવા દુપટ્ટા એટલે ખેસ વડે ઉત્તમ રીતે કરેલું છે ઉત્તરાસંગ જેણે એવો, વળી તે સિદ્ધાર્થ રાજા કેવો છે?—

વિવિધ જાતિના મણિઓ સુવર્ણ અને રત્નોથી બનાવેલા, કાન્તિવાળા, ઘણા જ કિંમતી. ચતુર કારીગરે ઉત્તમ કારીગરીથી બનાવેલા, ચળકાટ મારી રહેલા, કોઈ પણ જાણી ન-શકે અને ઉખડી ન જાય એવી રીતે સાંધાઓને બરાબર જોડી દઈ ચીવટ રાખીને બનાવેલા, બીજાઓ કરતાં અતિશય રમણીય લાગે એવા, અને મનને હરીલે એવા પ્રકારના પહેર્યા છે વીરવલયો એટલે વીરપણાના ગર્વને સૂચવનારા કડાંઓ જેણે એવો; જેઓને બીજા ન હરાવી શકે એવા પરાક્રમી વીરપુરુષોજ વીરવલય પહેરે છે. જો કોઈ પોતાને વીર મનાવતો હોય તેમને જીતીને આ વલયો ઉતરાવે એ પ્રમાણે સ્પર્ધા વડે વીરપણાના ગર્વને સૂચવનારા પહેરવાના વલયોને વીરવલય કહે છે, આવા પ્રકારના વીરવલય તે સિદ્ધાર્થ રાજાએ પહેરેલા

॥૧૦૧॥

છે. હવે કવિ ઉપસહાર કરતાં કહે છે કે-તે રાજાનું વધારે કેટલુ વર્ણન કરીએ? તે રાજા કલ્પવૃક્ષની જેમ અલકૃત થયેલો અને વિભૂષિત થયેલો છે જેમ કલ્પવૃક્ષ પાંદડા વિગેરે વડે અલકૃત હોય છે, અને પુષ્પ-ફલાદિ વડે વિભૂષિત હોય છે, તેમ સિદ્ધાર્થ રાજા પણ મુગટ વિગેરે આભૂષણો વડે અલકૃત થયેલો છે, અને વસ્ત્રાદિ વડે વિભૂષિત થયેલો છે, આવા પ્રકારનો તે રાજા કોરિટ વૃક્ષના પુષ્પોની બનાવેલી માળાઓ સહિત જે છત્ર, મસ્તક પર ધારણ કરાતા તે છત્ર વડે અને બન્ને બાજુએ વિંઝાતા ઉત્તમ સફેદ ચામરો વડે શોભી રહેલો છે, જેનુ દર્શન થતા લોકો 'જય જય' એ પ્રમાણે માંગલિક શબ્દો ઉચ્ચારી રહ્યા છે એવો, વળી તે સિદ્ધાર્થ રાજા કેવો છે?-અનેક જે ગણનાયકો એટલે પોતપોતાના સમુદાયમા મોટા ગણાતા પુરુષો, પોતાના દેશની ચિંતા કરનારા, પોતાના તાબાના દેશના ખડિયા માંડલિક રાજાઓ, અને ઈશ્વરો એટલે યુવરાજો, સતુષ્ટ થયેલ રાજાએ આપેલા પટ્ટબધ વડે વિભૂષિત રાજદરબારી પુરુષો-કોટવાલો, મડબના સ્વામી, કેટલાએક કુટુબના સ્વામી, રાજ્ય સબધી કારભાર ચલાવનારા મત્રીઓ, અને મત્રીઓ કરતા વિશેષ સત્તા ધરાવનારા મહામત્રીઓ એટલે મત્રીમડલમાં અગ્રેસરો, જ્યોતિષીઓ અથવા ખજાનાના અધિકારીઓ, દ્વારપાલો એટલે ચોકીદારો, અમાત્યો એટલે રાજાની સાથે જન્મેલા અને રાજ્યની મુખ્ય સત્તા ધરાવતા વજીરો, દાસ-ચાકરો પીઠમર્દ એટલે રાજાના આસનનુ મર્દન કરી રાજાની લગોલગ બેસનારા, અર્થાત્ હમેશા નજીક રહી સેવક તરીકે રહેલા મિત્રો, નગરમા નિવાસ કરનારા શહેરીઓ, વાણિયા-વેપારીઓ, નગરના મુખ્ય શેઠિયાઓ, ચતુરગી સેનાના સ્વામીઓ, સાર્થવાહો, બીજાઓ પાસે જઈ પોતાના રાજાનો હુકમ પહોચાડનારા દૂતો, અને બીજા રાજાઓ સાથે પોતાના રાજાની સધિ કરાવનારા

એવા સંધિપાલકો એટલે એલચીઓ, ઉપર જણાવેલા સઘળા પુરુષો સાથે પરિવરેલો એવો તે સિદ્ધાર્થ રાજા સ્નાન-ઘરમાંથી નીકળતો છતો કેવો શોભે છે? તે કહે છે-સફેદ એવા મહામેઘની મધ્યમાંથી નીકળેલા, ગ્રહોના સમૂહ વડે શોભી રહેલા, તથા નક્ષત્રો અને તારામંડલની મધ્યમાં વર્તતા, અને તેથી જ પ્રેમ ઉપજાવે એવા દેખાવડા દર્શનવાળા ચન્દ્રમાની પેઠે તે નરપતિ સ્નાનઘરમાંથી નીકળી ઉપર જણાવેલા પુરુષો વડે પરિવરેલો છતો પ્રેમ ઉપજાવે એવા દેખાવડા દર્શનવાળો શોભી રહ્યો છે. અર્થાત્ તે રાજા સ્નાનઘરમાંથી ઉપર જણાવેલા પુરુષો વડે પરિવરેલો છતો નીકળ્યો ત્યારે કવિ ઉપમા આપે છે કે-સફેદ રંગના વાદળામાંથી તારાઓના સમૂહ સાથે પરિવરેલો જાણે ચન્દ્રમા બહાર નીકળ્યો હોયની! એવો તે રાજા મનોહર શોભી રહ્યો છે વળી તે સિદ્ધાર્થ રાજા કેવો છે?—

મનુષ્યોમાં ઈન્દ્ર સમાન છે, રાજ્યના ભારની ધોંસરી ધારણ કરવામાં સમર્થ હોવાથી પુરુષોમાં વૃષભ સમાન છે, દુસ્સહ પરાક્રમવાળો હોવાથી પુરુષોમાં સિંહ સમાન છે, અતિશય રાજતેજ રૂપ લક્ષ્મી વડે દીપી રહેલો છે, આવા પ્રકારનો તે સિદ્ધાર્થ રાજા સ્નાન કરવાના ઘરમાંથી બહાર નીકળે છે ॥ ૬૨ ॥

સ્નાનઘર થકી બહાર નીકળીને જ્યાં બહારની સભાનું સ્થાન છે ત્યાં આવે છે. આવીને સિંહાસન ઉપર પૂર્વ દિશાએ સન્મુખ કરીને બેસે છે ॥૬૩ ॥

સિંહાસન ઉપર પૂર્વદિશા સન્મુખ બેસીને પોતાના ઇશાન ખૂણામા જેઓને સફેદ વસ્ત્રો બિછાવેલા એવા અને મંગલ નિમિત્તે સફેદ સરસવ વડે કરેલી છે પૂજા જેઓની એવાં આઠ સિંહાસન મંડાવે છે. આઠ

સિંહાસન મંડાવીને પોતાથી બહુ દૂર નહિં તેમ નજીક નહિ એવી રીતે સભાના અંદરના ભાગમાં એક કનાત–પડદા બંધાવે છે તે કનાત કેવી છે? વિવિધ પ્રકારના મણિઓ અને રત્નો જડેલા હોવાથી સુશોભિત છે, અને તેથી જ અતિશય દેખવા લાયક છે, ઘણી જ કિંમતી છે, જ્યાં ઉંચી જાતના વસ્ત્રો વણાય છે એવા ઉત્તમ શહેરમા બનેલી છે, વળી બારીક રેશમનો બનાવેલો અને સેકડો ગુંથણીઓ વડે મનને અચંબો પમાડનારો છે તાણો જેમાં એવી, વળી વરુઓ, વૃષભ, ઘોડા, મનુષ્યો, મગરમચ્છો, પંખીઓ, સર્પો, કિન્નર, જાતિના દેવો, રુરુ જાતિના મૃગલાઓ, અષ્ટાપદ નામના જંગલના પશુઓ, ચમરી ગાયો, હાથીઓ, અશોકલતા વિગેરે વનલતાઓ, અને પદ્મલતાઓ એટલે કમલિનીઓ, એ સર્વેના જે મનોહર ચિત્રો, તેઓ વડે મનને આશ્ચર્ય ઉપજાવનારી, આવા પ્રકારની અભ્યંતર જવનિકા એટલે સભાસ્થાનના અંદરના ભાગમાં અન્તઃપુર–રાણીવાસને બેસવા માટે કનાતને બંધાવે છે કનાત બંધાવીને તેની અન્દર સિંહાસન મંડાવે છે તે સિંહાસન કેવું છે? વિવિધ પ્રકારના મણિઓ અને રત્નોની રચના વડે આશ્ચર્યકારી, જેની ઉપર સ્વચ્છ અને કોમળ રેશમી ગાદી પાથરી છે એવું, તે રેશમી ગાદી ઉપર સફેદ વસ્ત્ર બિછાવેલ છે જેને એવુ, વળી તે સિંહાસન કેવુ છે?– અતિશય કોમલ, અને તેથી જ શરીરને સુખાકારી છે સ્પર્શ જેનો એવું. આવા પ્રકારનુ સુન્દર સિંહાસન સિદ્ધાર્થ રાજા ત્રિશલા ક્ષત્રિયાણીને બેસવા માટે મંડાવે છે. સિંહાસન મંડાવીને કૌટુમ્બિક પુરુષોને બોલાવે છે. બોલાવીને તે કૌટુમ્બિક પુરુષોને આ પ્રમાણે કહ્યુ કે–॥૬૪॥

હે દેવાનુપ્રિયો! તમે જલદી આઠ છે અંગો જેને વિષે એવા પ્રકારનુ જે મહાન્ નિમિત્તશાસ્ત્ર એટલે પરોક્ષ પદાર્થોને જણાવનારુ શાસ્ત્ર, તે નિમિત્તશાસ્ત્ર સૂત્ર અને અર્થને વિષે પારગત થયેલા, અને

વિવિધ જાતિના શાસ્ત્રોને વિષે કુશલ, આવા પ્રકારના સ્વપ્નલક્ષણપાઠકોને બોલાવો એટલે સ્વપ્નશાસ્ત્રો અને લક્ષણશાસ્ત્રોમાં પાર પહોંચેલા પંડિતોને બોલાવો.

નિમિત્તશાસ્ત્રના આઠ અંગ નીચે મુજબ સમજવા—

"અંગવિદ્યા–પુરુષનુ જમણું અંગ ફરકે તો સારૂં, સ્ત્રીનું ડાબું અંગ ફરકે તો સારૂં, ઇત્યાદિ જેમાં અંગ ફરકવા વિગેરેનો વિચાર હોય તે ૧. સ્વપ્નવિદ્યા–જેમાં ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ સ્વપ્નાઓનો વિચાર હોય તે ૨. સ્વરવિદ્યા–જેમા ગરૂડ ઘુવડ કાગડો કાકીડો ગરોળી દુર્ગા ભૈરવ શિયાળ વગેરેના સ્વરથી થતા શુભાશુભ ફલનો વિચાર હોય તે ૩. ભૌમવિદ્યા–જેમાં ધરતીકંપ વિગેરેનું જ્ઞાન હોય તે ૪ વ્યંજન વિદ્યા–જેમાં મસ તલ વિગેરેનો વિચાર હોય તે ૫. લક્ષણવિદ્યા–જે સામુદ્રિક શાસ્ત્રોમાં હાથ પગની રેખા વિગેરે જોવાનો વિચાર દર્શાવ્યો છે તે ૬ ઉત્પાતવિદ્યા–જેમાં ઉલ્કાપાત વિગેરે ઉત્પાતના ફળ બતાવ્યા હોય તે, જેમ કે–ઉલ્કાપાત થાય તો પ્રજાને પીડા થાય, અતિશય તોફાની વાયરો થાય તો રાજા મરણ પામે, ધૂળીનો વરસાદ થાય તો દુકાળ પડે, ઇત્યાદિ ઉત્પાતનાં ફળ જેમાં જણાવ્યાં હોય તે ઉત્પાતવિદ્યા કહેવાય ૭. અંતરિક્ષવિદ્યા–જેમાં ગ્રહોના ઉદય અસ્ત વિગેરેનો વિચાર હોય તે ૮."

ત્યાર પછી તે કૌટુમ્બિક પુરુષો સિદ્ધાર્થ રાજા વડે આ પ્રમાણે કહેવાયા છતા હર્ષિત થયા, સંતોષ પામ્યા, યાવત્ પ્રફુલ્લિત હૃદયવાળા થઈને બે હાથ જોડી, યાવત્–દસે નખ ભેગા કરી, આવર્ત કરી, મસ્તકે અંજલિ જોડીને 'જે આપ સ્વામી આજ્ઞા કરો છો તે મુજબ કરશુ' એ પ્રમાણે સિદ્ધાર્થ રાજાની આજ્ઞાના વચનને વિનય પૂર્વક સ્વીકારે છે ॥૬૫॥

॥१०५॥

સિદ્ધાર્થ ક્ષત્રિયની પાસેથી નીકળે છે. નીકળીને ક્ષત્રિયકુંડગ્રામ નગરીની મધ્યમાં થઈને જ્યાં સ્વપ્નલક્ષણ-પાઠકોનાં ઘર છે ત્યાં આવે છે. આવીને ॥ ૬૬ ॥

ત્યાર પછી તે સ્વપ્નલક્ષણપાઠકો સિદ્ધાર્થ ક્ષત્રિયના કૌટુમ્બિક પુરુષો વડે બોલાવાયા છતા હર્ષિત થયા, સંતોષ પામ્યા, યાવત્ મેઘધારાથી સિંચાયેલા કદંબના પુષ્પની જેમ પ્રફુલ્લિત હૃદયવાળા થયા ત્યાર પછી તેઓએ સ્નાન કર્યું. વળી તે સ્વપ્નલક્ષણ પાઠકો કેવા ? કરેલ છે બલિકર્મ એટલે ઇષ્ટદેવની પૂજા જેઓએ એવા, દુષ્ટસ્વપ્નાદિના વિનાશ માટે કર્યા છે તિલક વિગેરે કૌતુકો તથા દહીં દ્રો અક્ષત વિગેરે મંગલરૂપ પ્રાયશ્ચિત્તો જેઓએ એવા, વળી તે ઉજ્જવલ, જે પહેરીને રાજસભામાં પ્રવેશ થઈ શકે એવા-રાજસભાને યોગ્ય, અને ઉત્સવાદિ મંગલને સૂચવનારા, આવા પ્રકારના ઉત્તમ વસ્ત્રો પહેર્યા છે જેઓએ એવા, વળી થોડી સંખ્યાવાળા અને ઘણા કિંમતી આભૂષણો વડે શોભાવેલાં છે શરીર જેઓએ એવા, મંગલ નિમિત્તે મસ્તકમાં ધારણ કરેલ છે સફેદ સરસવ અને દ્રો જેઓએ એવા, આવા પ્રકારના થઈને તે સ્વપ્નલક્ષણ પાઠકો પોત પોતાના ઘર થકી નીકળે છે. નીકળીને ક્ષત્રિયકુંડગ્રામ નગરની મધ્યમા થઈને જ્યાં સિદ્ધાર્થ રાજાના મહેલોને વિષે મુગટ સમાન એટલે ઉત્તમોત્તમ એવા મહેલનો મૂળ દરવાજો છે ત્યાં આવે છે. આવીને મહેલોને વિષે મુગટ સમાન એવા તે ઉત્તમોત્તમ મહેલના મૂળ દરવાજાને વિષે તેઓ એકસમ્મત થાય છે, એટલે તેઓ સઘળા સંપ કરીને એકમતવાળા થાય છે. અને બધાઓને સમ્મત એવા એક જણને અગ્રેસર કરીને, તે ઉપરી કહે તે મુજબ વર્તવાને અને બોલવાને તેઓ કબૂલ થાય છે, કારણ કે કહ્યુ છે કે–

“જે સમુદાયમા સઘળા માણસો ઉપરી થઈને બેસે, જે સમુદાયમાં સઘળા પોતાને પંડિત માનનારા

॥૧૦૭॥

હોય, અને જે સમુદાયમાં સઘળા પોતાને મોટાઈ મળવાની ઇચ્છા કરે, તે સમુદાય સીદાય છે-દુઃખી થાય છે, અને અંતે છિન્ન-ભિન્ન થાય છે." તે ઉપર અહીં પાંચસો સુભટોનુ દૃષ્ટાન્ત કહે છે—

એક સમયે અહીં-તહીંથી આવીને પાંચસો સુભટો એકઠા થઈ ગયા. તેઓ પરસ્પર સંપ રહિત હતા, અને દરેક અભિમાની હોવાથી પોતાને જ મોટા માનતા હતા. તેઓ નોકરી માટે કોઈ રાજા પાસે ગયા, ત્યારે રાજાએ મંત્રીના વચનથી તેઓની પરીક્ષા કરવા માટે તેઓને સૂવા માટે એક જ પલંગ મોકલ્યો. હવે તેઓ દરેક ગર્વિષ્ઠ હોવાથી નાના મોટાનો વ્યવહાર રાખતા નહોતા, તેથી તે પલંગ ઉપર સૂવાને માટે પરસ્પર વિવાદ અને ક્લેશ કરવા લાગ્યા. એક કહે કે, હું મોટો છું, માટે હું પલંગ ઉપર સૂઇશ, ત્યારે બીજો કહે કે, શુ હું તારાથી હલકો છું? મારા બાપદાદા કોણ? મારું કુટુંબ કોણ? શુ તુ પલંગ પર સૂવે અને મારે નીચે સૂવું પડે એ મારાથી સહન થાય? આવી રીતે તે અભિમાની સુભટોમાંથી દરેક જણ પલંગ ઉપર સૂવાને તૈયાર થઈ ગયા; પણ પલંગ એક જ હતો, તેથી દરેક સૂઈ શકે તેમ નહોતું. છેવટે તેઓ એક ઠરાવ ઉપર આવ્યા કે-"ભાઈઓ! આપણે બધા મોટા છીએ, કોઈ કોઇથી ગાંજ્યુ જાય તેમ નથી, માટે દરેકને સરખો હક છે, તેથી પલંગને વચમાં રાખી તેની સન્મુખ પગ રાખીને સૂઈએ, જેથી કોઈ કોઈથી નાનુ-મોટુ કહેવાય નહિ આ પ્રમાણે વિવાદનો નિવેડો કરી તેઓ દરેક પલંગની સન્મુખ પગ રાખીને નીચે સૂતા!, પરંતુ કોઈ પણ પલગ ઉપર સૂતો નહિ. હવે રાજાએ તેઓનુ વૃત્તાંત જાણવા માટે રાત્રિએ ખાનગી પુરુષોને ત્યાં મોકલ્યા હતા, તેઓએ સવારમાં જઇને રાત્રિએ બનેલી હકીકત રાજાને નિવેદન કરી. ત્યારે રાજાએ વિચાર્યું કે-આવી રીતે ઠેકાણા વિનાના, માંહોમાંહે સંપ વગરના, અને અહંકારી એવા આ સુભટો યુદ્ધાદિક શી રીતે કરી શકશે? આ પ્રમાણે વિચારી રાજાએ તેમનુ અપમાન કરી કાઢી મૂક્યા.

॥૧૦૭॥

આ પાંચસો સુભટોની જેમ પોતાનું અપમાન ન થાય, માટે તે નીતિનિપુણ સ્વપ્નલક્ષણપાઠકો સિદ્ધાર્થ રાજાના મહેલને દરવાજે એકઠા થઈ એકસમ્મત થાય છે, અને પોતામાંથી એક જણને અગ્રેસર સ્થાપે છે

એકસમ્મત થઈને જ્યાં બહારની સભાનું સ્થાન છે, જ્યાં સિદ્ધાર્થ ક્ષત્રિય છે, ત્યાં આવે છે આવીને બે હાથ જોડી, યાવત્ દશે નખ ભેગા કરી, આવર્ત કરી, મસ્તકે અંજલિ જોડીને સિદ્ધાર્થ ક્ષત્રિયને જય અને વિજય વડે વધાવે છે, એટલે હે રાજન્ તમે જય પામો, વિજય પામો, એ પ્રમાણે આશીર્વાદ દે છે. વળી તેઓ આશીર્વાદ આપવા લાગ્યા કે—

"હે મહારાજા! તમે દીર્ઘાયુષી થાઓ, યમ-નિયમાદિ વ્રતને ધારણ કરનારા થાઓ, લક્ષ્મીવાન્ થાઓ યશસ્વી થાઓ, બુદ્ધિવાળા થાઓ, ઘણા પ્રાણીઓને કરુણાદાન દેવામાં અદ્વિતીય પરાક્રમી થાઓ, ભોગની સંપત્તિવાળા થાઓ, ભાગ્યશાળી થાઓ, ઉત્તમ પ્રકારના સૌભાગ્ય વડે મનોહર થાઓ, પ્રૌઢ લક્ષ્મીવાળા અથવા શોભાયુક્ત થાઓ કીર્તિવાળા થાઓ, અને હમેશાં સમસ્ત જગતનું પાલન-પોષણ કરનારા થાઓ."

"હે નરનાથ! તમારૂં કલ્યાણ થાઓ, તમોને સુખ થાઓ, ધનનું આવાગમન થાઓ, લાંબું આયુષ્ય થાઓ, પુત્રજન્મ રૂપી સમૃદ્ધિ થાઓ, તમારા શત્રુઓનો વિનાશ થાઓ, હમેશાં તમારો જય થાઓ, અને હે રાજન્! તમારા કુળમાં નિરંતર જિનેશ્વર પ્રભુ ઉપર ભક્તિ રહો" ॥૬૭॥

પુરિમ ચરિમાણ કપ્પો. વદ્ધમાણતીત્થંમી.

ઇહ પરિકહિયા જીણ ગણહરા, થેરા વળી ચારઅ‌ંમ્મિ.

# અથ ચતુર્થ વ્યાખ્યાનમ્

ત્યાર પછી તે સ્વપ્નલક્ષણપાઠકો સિદ્ધાર્થ રાજા વડે તેઓના સદ્દગુણોની સ્તુતિ કરવા વડે બંધાયા છતા, પુષ્પાદિ વડે પૂજાયા છતા, ફળ અને વસ્ત્રાદિના દાન વડે સત્કાર કરાયા છતા, તથા ઉભા થવુ વિગેરે માન આપવાની ક્રિયા વડે સમ્માન કરાયા છતા તેઓ દરેક પૂર્વે સ્થાપેલા સિહાસન ઉપર બેસે છે ॥૬૮॥

ત્યાર પછી સિદ્ધાર્થ ક્ષત્રિય ત્રિશલા ક્ષત્રિયાણીને પૂર્વે વર્ણવેલી કનાતની અંદર સ્થાપેલ સિહાસન ઉપર બેસાડે છે. બેસાડીને પુષ્પો અને શ્રીફળ વિગેરે ફળો વડે ભરેલા હાથવાળા સિદ્ધાર્થ ક્ષત્રિયે અતિશય વિનયપૂર્વક તે સ્વપ્નલક્ષણપાઠકોને આ પ્રમાણે કહ્યુ કે- અર્થાત્ સ્વપ્નલક્ષણપાઠકો પાસે સ્વપ્નાઓને નિવેદન કરવા પૂર્વે સિદ્ધાર્થ રાજા હાથમાં પુષ્પો અને ફળો લઈ તે સ્વપ્નાઓને નિવેદન કરી સ્વપ્નાઓનુ ફળ પૂછે છે, કારણ કે કહ્યુ છે કે—

"રાજા દેવ અને ગુરુનુ દર્શન ખાલી હાથે ન કરવુ, વળી નિમિત્તના જાણકાર એટલે જ્યોતિષીને વિશેષ પ્રકારે ફળ વિગેરે વડે સન્માન કરી જ્યોતિષ સંબંધી વાત પૂછવી, કેમકે ફળથી ફળ મળે છે" ॥૬૯॥

હે દેવાનુપ્રિયો ! ખરેખર આજે ત્રિશલા ક્ષત્રિયાણી તે તેવા પ્રકારની એટલે મહાપુણ્યશાળી અને ભાગ્યશાળીને યોગ્ય એવી મનોહર શય્યામાં યાવત્ કાંઈક ઉંઘતી અને કાંઈક જાગતી એટલે અલ્પ નિદ્રા કરતી છતી પ્રશસ્ત આવા પ્રકારના ચૌદ મહાસ્વપ્નો દેખીને જાગી ॥ ૭૦ ॥


॥૧૦૯॥

તે જેવી રીતે-હાથી વૃષભ વિગેરે પૂર્વે આવેલી ગાથામાં જણાવેલા ચૌદ મહાસ્વપ્ન કહી સંભળાવ્યા તેથી હે દેવાનુપ્રિયે! પ્રશસ્ત એવા આ ચૌદ મહાસ્વપ્નોનો કલ્યાણકારી શું ફલવિશેષ તથા વૃત્તિ-વિશેષ થશે? ॥૭૧॥

ત્યાર પછી તે સ્વપ્નલક્ષણપાઠકો અતિએ સિદ્ધાર્થ ક્ષત્રિયની પાસે આ અર્થ સાંભળીને તથા મનથી અવધારીને વિસ્મિત થયેલા, સંતોષ પામેલા, યાવત્ હર્ષના વશથી ઉલ્લસિત હૃદયવાળા થયા થકા તે સ્વપ્નાઓને ધારે છે

સ્વપ્નાઓને ધારીને અર્થની વિચારણા કરે છે, વિચારણા કરીને સ્વપ્ન સંબંધી પરસ્પર વિચાર ચલાવે છે, પરસ્પર વિચાર કરીને તે સ્વપ્નાઓના પોતાની બુદ્ધિવડે જાણ્યા છે અર્થ જેઓએ એવા, સામા માણસનો અભિપ્રાય મેળવી ગ્રહણ કર્યા છે અર્થ જેઓએ એવા, સંશય પડતાં પરસ્પર પૂછેલા છે અર્થ જેઓએ એવા ત્યાર પછી નિશ્ચિત કર્યા છે અર્થ જેઓએ એવા, અને તેથી જ બરાબર અવધારણ કર્યા છે અર્થ જેઓએ એવા તે સ્વપ્નપાઠકો સિદ્ધાર્થ રાજાની આગળ સ્વપ્નશાસ્ત્રોને ઉચ્ચારતા ઉચ્ચારતા સિદ્ધાર્થ ક્ષત્રિયને આ પ્રમાણે કહેવા લાગ્યા ॥૭૨॥

તે સ્વપ્નશાસ્ત્રોનુ ઉચ્ચારણ આ પ્રમાણે કરવા લાગ્યા—

"મનુષ્યોને નવ પ્રકારે સ્વપ્ન આવે છે-અનુભવેલી વસ્તુ સ્વપ્નમા દેખે ૧, સાંભળેલી વસ્તુ સ્વપ્નમાં દેખે ૨, જાગતાં દેખેલી વસ્તુ સ્વપ્નમાં દેખે ૩, પ્રકૃતિના વિકારથી એટલે વાત પિત્ત અને કફના વિકારથી

ઉત્પન્ન થયેલ સ્વપ્ન દેખે ૪, સહજ સ્વભાવથી ઉત્પન્ન થયેલ સ્વપ્ન દેખે ૫, ચિંતાની પરંપરાથી ઉત્પન્ન થયેલ સ્વપ્ન દેખે ૬, ॥૧॥

દેવતાદિના સાન્નિધ્યથી સ્વપ્ન દેખે ૭, ધર્મકાર્યના પ્રભાવથી ઉત્પન્ન થયેલ સ્વપ્ન દેખે ૮, અને અતિશય પાપના ઉદયથી ઉત્પન્ન થયેલ સ્વપ્ન દેખે ૯. એવી રીતે મનુષ્યો નવ પ્રકારે સ્વપ્ન દેખે છે ॥૨॥

આ નવ સ્વપ્નાઓમાં પહેલાંનાં છ પ્રકારે આવેલાં સ્વપ્નાઓ શુભ દેખે અથવા અશુભ દેખે તે સર્વ નિષ્ફળ સમજવાં, એટલે તે સ્વપ્નાઓનું ફળ કાંઈ મળતું નથી. પણ છેલ્લા ત્રણ પ્રકારે આવેલાં સ્વપ્ન સાચાં સમજવાં. એટલે તે શુભ અથવા અશુભ સ્વપ્નાઓનાં શુભ અશુભ ફળ મળે છે ॥૩॥

"રાત્રિના ચાર પહોરમાં દેખેલ સ્વપ્ન અનુક્રમે બાર છ ત્રણ અને એક મહિને ફળ આપનારું થાય છે; એટલે કે, પહેલે પહોરે દેખેલ સ્વપ્ન બાર મહીને, બીજે પહોરે દેખેલ સ્વપ્ન છ મહિને, ત્રીજા પહોરે દેખેલ સ્વપ્ન ત્રણ મહિને અને ચોથે પહોરે દેખેલ સ્વપ્ન એક મહિને ફળ આપનારું થાય છે ॥૪॥

વળી રાત્રિની છેલ્લી બે ઘડીમાં દેખેલુ સ્વપ્ન નિશ્ચયથી દસ દિવસમાં ફળે છે, અને સૂર્યોદય થતાં દેખેલુ સ્વપ્ન નિશ્ચયથી તૂરત ફળે છે ॥૫॥

પણ માળાસ્વપ્ન, એટલે ઉપરા ઉપર આવેલ સ્વપ્ન, દિવસે દેખેલ સ્વપ્ન, માનસિક ચિંતા અને શારીરિક વ્યાધિથી ઉત્પન્ન થયેલુ સ્વપ્ન, મલ-મૂત્રાદિની રોકાવટ કરવાથી થયેલી પીડાથી ઉત્પન્ન થયેલુ સ્વપ્ન, એ સર્વ સ્વપ્નાઓ નિરર્થક સમજવાં, એટલે એ સ્વપ્નાઓનું કાંઈ ફલ મળતુ નથી ॥૬॥"

"જે મનુષ્ય ધર્મમા આસક્ત હોય, રસ—રુધિરાદિ ધાતુઓ જેની સમ એટલે સરખી હોય, સ્થિર

॥૧૧૧॥

ચિત્તવાળો હોય, ઇન્દ્રિયોને કાબૂમા રાખનાર હોય, અને દયાવાળો હોય, તેને આવેલુ સ્વપ્ન પ્રાય ઇચ્છિત અર્થને સાધે છે ॥૭॥

ખરાબ સ્વપ્ન કોઈને પણ સભળાવવું નહિ, અને સારુ સ્વપ્ન આવ્યુ હોય તો ગુરુમહારાજ વિગેરે યોગ્યને સભળાવવુ, કદાચ સ્વપ્ન સાભળનાર તેવા યોગ્યનો સમાગમ ન થાય તો છેવટે ગાયના કાનમાં પણ કહેવુ ॥૮॥

ઉત્તમ સ્વપ્ન જોઈને બુદ્ધિમાન માણસે સૂવુ નહિ, કેમકે સૂઈ જવાથી તે ઉત્તમ સ્વપ્નનુ ફળ મળતુ નથી, માટે આખી રાત્રિ જિનેશ્વર પ્રભુના ગુણસ્તવનમાજ ગુજારવી ॥૯॥

ખરાબ સ્વપ્ન જોઈને રાત્રિએ ફરીથી સૂઈ જવુ, વળી તે ખરાબ સ્વપ્ન કોઈને પણ કહેવુ નહિ, અને તેથી તે ફલવત થતુ નથી ॥૧૦॥

જે મનુષ્ય પહેલાં ખરાબ સ્વપ્ન જોઈને પાછળથી શુભ સ્વપ્ન દેખે છે તેને તે શુભ ફળ દેનારુ થાય છે, તેવી જ રીતે જે મનુષ્ય પહેલા શુભ સ્વપ્ન જોઈને પાછળથી ખરાબ સ્વપ્ન દેખે છે તેને તે અશુભ ફલ દેનારુ થાય છે ॥૧૧॥

"જે મનુષ્ય સ્વપ્નમા માણસ સિહ ઘોડો હાથી બળદ અથવા ગાયં જોડેલા રથ ઉપર ચડેલો જાય તે રાજા થાય ॥૧૨॥

જો સ્વપ્નમા ઘોડા હાથી વાહન આસન ઘર અને વસ્ત્ર વિગેરેનુ હરણ દેખે તો તે સ્વપ્ન રાજા તરફની શકા કરનારુ, શોક કરનારુ, બધુઓનો વિરોધ કરનારુ અને ધનની નુકસાની કરનારુ થાય છે ॥૧૩॥

"જે મનુષ્ય સ્વપ્નમાં સૂર્ય અને ચંદ્રમાના સમ્પૂર્ણ બિમ્બને ગળી જાય તે મનુષ્ય ગરીબ હોય તો પણ નિશ્ચયથી સુવર્ણસહિત અને સમુદ્રસહિત પૃથ્વીને મેળવે છે, એટલે કે, આખી પૃથ્વીનો રાજા થાય છે ॥૧૪॥

જો સ્વપ્નમાં શસ્ત્ર, ઘરેણા, મણિ, મોતી, સુવર્ણ રૂપુ, અને સુવર્ણ તથા રૂપા સિવાયની બીજી ધાતુઓનુ હરણ દેખે તો તે સ્વપ્ન ઘણીવાર ધનનો નાશ કરનારૂ, માનની ગ્લાનિ કરનારું, અને ભયંકર મરણ નીપજાવનારુ થાય છે ॥૧૫॥

જે મનુષ્ય સ્વપ્નમાં સફેદ હાથી ઉપર ચડ્યો છતો નદીને કાંઠે ભાતનુ ભોજન કરે તે મનુષ્ય કદાચ નીચ જાતિનો હોય તો પણ ધર્મરૂપ ધનવાળો થયો છતો એટલે ધર્મિષ્ઠ થયો છતો સમગ્ર પૃથ્વીને ભોગવે છે ॥૧૬॥

જે મનુષ્યો સ્વપ્નમાં પોતાની સ્ત્રીનુ હરણ દેખે તેમને ધન-સંપત્તિનો નાશ થાય, પોતાની સ્ત્રીનો પરાભવ દેખે તો ક્લેશદુ:ખ પામે, અને ગોત્રની સ્ત્રીનુ હરણ તથા પરાભવ દેખે તો બંધુઓને બંધન થાય ॥૧૭॥

જે મનુષ્ય સ્વપ્નની અંદર સફેદ સર્પ વડે પોતાની જમણી ભુજાએ ડંખાય, તે મનુષ્ય પાંચ રાત્રિમાં હજાર સોનામહોર મેળવે ॥૧૮॥

"જે મનુષ્યને સ્વપ્નમાં પોતાની શય્યા અને પગરખાનુ હરણ થાય તેની સ્ત્રી મરણ પામે, અને પોતાને શરીરે સખ્ત પીડા ભોગવે ॥૧૯॥

॥૧૧૩॥

જે મનુષ્ય સ્વપ્રમાં માણુસના મસ્તકનું ભક્ષણ કરે તે રાજને મેળવે, માણુસના પગનું ભક્ષણ કરે તે હજાર સોનામહોર મેળવે, અને માણુસની ભુજાનું ભક્ષણ કરે તે પાંચસો સોનામહોર મેળવે ॥૨૦॥

જે મનુષ્ય સ્વપ્રમાં બારણાની ભોગળનો, શય્યા એટલે પલંગનો, હિંડાળાનો, પગરખાનો, તથા ઘરનો ભંગ એટલે ભાંગી જવુ દેખે તેની સ્રીનો નાશ થાય ॥૨૧॥

જે મનુષ્ય સ્વપ્રમાં સરોવર, સમુદ્ર, પાણીથી ભરેલી નદી, તથા મિત્રનુ મરણ દેખે, તે મનુષ્ય નિમિત્ત વિના પણ અચાનક ધન મેળવે ॥૨૨॥

જે માણુસ સ્વપ્નામાં ઘણુ તપેલું છાણુસહિત, ડોળાઈ ગયેલું, અને ઓસડ વડે યુક્ત પાણી છે તે નિશ્ચયથી અતીસાર રોગ વડે એટલે ઝાડાના રોગથી મરણ પામે છે ॥૨૩॥

"જે મનુષ્ય સ્વપ્નમાં દેવની પ્રતિમાની યાત્રા-દર્શન કરે, પ્રતિમા આગળ નૈવેદ્ય ફળ-ફૂલાદિ ઢાંકે, અને પ્રતિમાની પૂજા વગેરે કરે; તે માણુસની સર્વ પ્રકારે વૃદ્ધિ થાય છે ॥૨૪॥

જે મનુષ્યને સ્વપ્નની અંદર પોતાના હૃદયરૂપી સરોવરમા કમલો ઉગે છે તે મનુષ્ય કોઢ રોગથી નષ્ટ શરીરવાળો થઈ જલદી યમને ઘેર પહોંચે છે, એટલે મરણને શરણ થાય છે ॥૨૫॥

જે માણુસ સ્વપ્નમાં ઘણુ ઘી મેળવે છે તેનો યશ વૃદ્ધિ પામે છે, વળી દૂધપાક અથવા ખીર સાથે ઘીનુ ભોજન પણ પ્રશસ્ત કહેવાય છે ॥૨૬॥

જે મનુષ્યો સ્વપ્નમાં હસે છે તેમને થોડા જ વખતમાં શોક પ્રવર્તે છે, નાચે તો વધ અને બંધન થાય, ભણે તો કલેશ થાય, એમ ડાહ્યા માણુસે જાણવું ॥૨૭॥

ગાય બળદ ઘોડો રાજા હાથી અને દેવ, એટલા સિવાયની બાકીની સઘળી કાળી વસ્તુઓ જો સ્વપ્નમાં દેખે તો તે સ્વપ્ન અશુભ સમજવુ વળી કપાસ અને લવણાદિ સિવાયની બાકીની સઘળી સફેદ વસ્તુઓ જો સ્વપ્નમાં દેખે તો તે સ્વપ્ન શુભકર સમજવુ ॥૨૮॥"

જે મનુષ્ય સ્વપ્નમાં હાથી ગાય બળદ મહેલ કે પર્વત ઉપર ચડેલો પોતાને દેખે તો તે મોટાઇ પામે. શરીરે વિષ્ટાવિલેપન દેખે તો નિરોગી થાય. સ્વપ્નમાં રુદન કરે તો હર્ષની પ્રાપ્તિ થાય સ્વપ્નમાં રાજા, હાથી, ઘોડો, સુવર્ણ, બળદ, ગાય, કે કુટુબ દેખે તો કુલની વૃદ્ધિ થાય. સ્વપ્નમાં મહેલ ઉપર ચડીને પોતાને ભોજન કરતો દેખે, અથવા સમુદ્ર તરતો દેખે તો તે નીચકુળમાં જન્મ્યો હોય તો પણ રાજા થાય સ્વપ્નમાં દીવો માસ ફલ કન્યા કમળછત્ર કે ધ્વજા દેખે તો જય પામે સ્વપ્નમાં પોતાના ઇષ્ટદેવની પ્રતિમા દેખે તો આયુષ્ય વધે, તેમજ કીર્તિ યશ અને ધનની પણ વૃદ્ધિ થાય. જો સ્વપ્નમાં કોઈ ફળ-ફૂલવાળા પ્રફુલ્લિત વૃક્ષ ઉપર અથવા રાયણના વૃક્ષ ઉપર પોતાને ચડેલો દેખે તો ઘણુ ધન મળે. જો સ્વપ્નમાં ગધેડી ઉટ ભેસ કે પાડા ઉપર પોતાને એકલો ચડેલો દેખે તો તે તત્કાળ મરણ પામે. જે પુરુષ સ્વપ્નમા સફેદ કપડાવાળી અને સફેદચદનનુ વિલેપન કરેલી સ્રીને ભોગવે તો તેને સર્વ પ્રકારની લક્ષ્મી મળે. જે પુરુષ સ્વપ્નમાં રાતાં વસ્રવાળી અને રાતુ ચદન કૃષ્ણગધ વિલેપન કરેલી સ્રીને ભોગવે તો તે પુરુષનુ રુધિર સૂકાઈ જાય જે મનુષ્ય સ્વપ્નમા રત્નના સોનાના અને સીસાના ઢગલા ઉપર પોતાને ચડેલો દેખે તે મનુષ્ય અવશ્ય સમકિત પામીને મોક્ષે જાય

"મનુષ્યોએ જે શુભ અથવા અશુભ સ્વપ્ન પોતા સબધી દેખ્યાં હોય તે સ્વપ્નાઓનુ શુભ અથવા

અશુભ ફળ પોતાને મળે છે, પણ જે શુભ અથવા અશુભ સ્વપ્ન પારકા સબંધી પોતે દેખ્યા હોય તો તે સ્વપ્ન પારકાનાં સમજવાં, એટલે તેઓનુ શુભ અથવા અશુભ ફલ પારકાને મળે છે, પોતાને કાંઈ ફલ મળતુ નથી ॥૨૯॥

દુષ્ટ સ્વપ્ન આવે ત્યારે દેવ અને ગુરુની પૂજા કરવી, તથા શક્તિ પ્રમાણે તપસ્યા કરવી, કારણ કે નિરંતર ધર્મમા આસક્ત મનુષ્યોને દુષ્ટ સ્વપ્ન પણ શુભકર સ્વપ્ન થાય છે ॥૩૦॥

હે દેવાનુપ્રિયા ! એવી રીતે ખરેખર, અમારા સ્વપ્નશાસ્ત્રમા સામાન્ય ફળ આપનારા બેતાલીશ સામાન્ય સ્વપ્ન, અને મહા ફલ આપનારા ત્રીશ મહાસ્વપ્ન, એવી રીતે બધા મળીને બોતેર સ્વપ્ન કહેલાં છે તેને વિષે હે દેવાનુપ્રિયા ! તીર્થંકરની માતા અથવા ચક્રવર્તીની માતા તીર્થંકર અથવા ચક્રવર્તી ગર્ભમાં આવે ત્યારે એ ત્રીશ મહાસ્વપ્નાઓમાથી આ ચૌદ મહાસ્વપ્નાઓને દેખીને જાગે છે ॥૭૩॥

તે જેવી રીતે હાથી વૃષભ વિગેરે આગળ આવેલી ચૌદ મહાસ્વપ્નની ગાથા કહી સંભળાવી ॥૭૪॥

વાસુદેવની માતા વાસુદેવ ગર્ભમા આવે ત્યારે આ ચૌદ મહાસ્વપ્નાઓમાથી કોઈ પણ સાત મહાસ્વપ્ન દેખીને જાગે છે ॥૭૫॥

બલદેવની માતા બલદેવ ગર્ભમાં આવે ત્યારે આ ચૌદ મહાસ્વપ્નાઓમાંથી કોઈ પણ ચાર મહાસ્વપ્ન દેખીને જાગે છે ॥૭૬॥

માંડલિકની માતા માંડલિક ગર્ભમાં આવે ત્યારે આ ચૌદ મહાસ્વપ્નાંઓમાંથી કોઈ પણ એક મહાસ્વપ્ન દેખીને જાગે છે ॥૭૭॥

હે દેવાનુપ્રિય ! ત્રિશલા ક્ષત્રિયાણીએ આ ચોદ મહાસ્વપ્ન દેખ્યાં છે. તેથી હે દેવાનુપ્રિય ! ત્રિશલા ક્ષત્રિયાણીએ પ્રશસ્ત સ્વપ્ન દેખ્યાં છે, યાવત્ હે દેવાનુપ્રિય ! ત્રિશલા ક્ષત્રિયાણીએ મંગલ કરનારા-સ્વપ્ન દેખ્યા છે. હવે તે સ્વપ્નાઓનું ફલ કહે છે—

તે જેવી રીતે-હે દેવાનુપ્રિય ! રત્ન સુવર્ણાદિ અર્થનો લાભ થશે. દેવાનુપ્રિય ! ભોગનો લાભ થશે, દેવાનુપ્રિય ! પુત્રનો લાભ થશે, દેવાનુપ્રિય ! સુખનો લાભ થશે, દેવાનુપ્રિય ! રાજ્યનો લાભ થશે. આ રીતે સામાન્ય પ્રકારે ફળ કહીને હવે વિશેષ પ્રકારે મુખ્ય ફળ કહે છે— હે દેવાનુપ્રિય ! નિશ્ચયથી ત્રિશલા ક્ષત્રિયાણી નવ માસ બરાબર સંપૂર્ણ થયા બાદ અને સાડા સાત દિવસ ગયા બાદ આવા પ્રકારના પુત્રને જન્મ આપશે. કેવા પ્રકારના પુત્રને ? તે કહે છે—તમારા કુળને વિષે ધ્વજ સદૃશ અર્થાત્ અતિઅદ્ભૂત, કુળને વિશે દીપક સદૃશ પ્રકાશ કરનાર તથા મંગલ કરનાર કુળને વિષે પર્વત સમાન, અર્થાત્ પર્વતની પેઠે સ્થિર તથા જેનો કોઈ પણ દુશ્મન પરાભવ ન કરી શકે એવો, કુળને વિશે ઉત્તમ હોવાથી મુગટ સમાન, કુળને ભૂષિત કરનારો હોવાથી કુળને વિષે તિલક સમાન, કુળની કીર્તિ કરનારો, કુળનો નિર્વાહ કરનારો, કુળને વિષે અતિશય પ્રકાશ કરનારો સૂર્ય સમાન, પૃથ્વીની પેઠે કુળનો આધાર, કુળની વૃદ્ધિ કરનારો, સર્વ દિશાઓમા કુળની પ્રખ્યાતિ કરનારો, કુળને વિષે આશ્ચર્યરૂપ હોવાથી તથા પોતાની છત્રછાયામા દરેક લોકોનુ રક્ષણ કરનાર હોવાથી વૃક્ષ સમાન, કુળના તંતુસમાન એટલે કુળના આધારરૂપ જે પુત્ર પૌત્ર પ્રપૌત્રાદિ સંતતિ, તે સંતતિની વિવિધ પ્રકારે વૃદ્ધિ કરનારો, વળી તે પુત્ર કેવો છે ? જેના હાથ અને પગ સુકોમળ છે એવો. જેના શરીરની પાંચે ઇન્દ્રિયો સારા લક્ષણયુક્ત અને પરિપૂર્ણ છે એવો, છત્ર

ચામર વિગેરે લક્ષણોના ગુણ વડે સહિત, તથા મસ તલ વિગેરે વ્યજનોના ગુણ વડે સહિત, માન ઉન્માન અને પ્રમાણ વડે સ પૂર્ણ તથા સુદર છે સર્વ અંગવાળુ શરીર જેનુ એવો ચન્દ્રમાની પેઠે સૌમ્ય આકૃતિ વાળો, મનોહર, વલ્લભ છે દર્શન જેનુ એવો, અને સુદર રૂપવાળો, આવા પ્રકારના પુત્રને જન્મ આપશે. ॥૭૮॥

વળી તે પુત્ર બાલપણુ છોડીને જ્યારે આઠ વરસનો થશે ત્યારે તેને સઘળુ વિજ્ઞાન પરિણમશે પછી અનુક્રમે યૌવન અવસ્થાને પામશે ત્યારે દાન દેવામાં તથા અગીકાર કરેલા કાર્યનો નિર્વાહ કરવામાં સમર્થ થશે, રણસગ્રામમા બહાદૂર થશે, પરરાજ્યને આક્રમણ કરવામાં પરાક્રમવાળો થશે અતિશય વિસ્તીર્ણ છે સેના અને વાહન જેને એવો થશે, વળી તે પુત્ર કેવો થશે?–ત્રણ સમુદ્ર અને ચોથો હિમવત, એ ચારે પૃથ્વીના અતને સાધનારો એવો રાજ્યનો સ્વામી ચક્રવર્તી રાજા થશે, અથવા ત્રણે લોકનો નાયક ધર્મવર-ચાઉતુરતચક્રવર્તી એવો જિન થશે, એટલે ધર્મોને વિષે શ્રેષ્ઠ એવો ચાઉતુરત ચક્રવર્તી સમાન થશે જેમ ચક્રવર્તી પૃથ્વીના ચારે અંતને સાધે છે, તેથી બીજા રાજાઓ કરતા અતિશયવાળા હોય છે, તેમ તે પુત્ર પણ બીજા ધર્મપ્રવર્તકોને વિષે અતિશયવાળો જિન થશે. અથવા ધર્મરૂપી ઉત્તમ ચક્ર વડે નરકાદિ ચારે ગતિનો અત કરનારો એવો જિન થશે.

તેમા જિનપણાને વિષે ચૌદ મહાસ્વપ્નનાં પૃથક પૃથક ફળ આ પ્રમાણે સમજવા–ચાર દતૂશલવાળો હાથી દેખવાથી ચાર પ્રકારે ધર્મ કહેશે ૧. વૃષભ દેખવાથી ભરતક્ષેત્રમા બોધિબીજને વાવશે ૨ સિહ જોવાથી રાગદ્વેષાદિ રૂપ દુષ્ટ હાથીઓ વડે ભગાતા ભવ્યપ્રાણીઓ રૂપી વનનુ રક્ષણ કરનારો થશે ૩.

લક્ષ્મી જોવાથી વાર્ષિક દાન આપીને તીર્થંકરની લક્ષ્મીને ભોગવશે ૪. માલા દેખવાથી ત્રણે ભુવનને મસ્તકમાં ધારવાને યોગ્ય થશે ૫. ચન્દ્ર દેખવાથી પૃથ્વીમંડલને આનન્દ આપનારો થશે ૬. સૂર્ય દેખવાથી ભામંડલ વડે વિભૂષિત થશે ૭. ધ્વજ દેખવાથી ધર્મરૂપી ધ્વજ વડે વિભૂષિત થશે ૮. કળશ દેખવાથી ધર્મરૂપી મહેલના શિખર પર રહેશે ૯. પદ્મસરોવર દેખવાથી દેવોએ સંચારેલા કમલ ઉપર સ્થાપન કર્યા છે ચરણ જેણે એવો થશે ૧૦. સમુદ્ર દેખવાથી કેવલજ્ઞાનરૂપી રત્નના સ્થાનકરૂપ થશે ૧૧ વિમાન દેખવાથી વૈમાનિક દેવોને પણ પૂજનીય થશે ૧૨. રત્નરાશિ દેખવાથી રત્નના કિલ્લાએ કરીને વિભૂષિત થશે ૧૩. નિર્ધૂમ અગ્નિ દેખવાથી ભવ્ય પ્રાણીઓ રૂપી સુવર્ણની શુદ્ધિ કરનારો થશે ૧૪. ચૌદે સ્વપ્નનું એકઠું ફળ-ચૌદ રજ્જુ સ્વરૂપ લોકના અગ્રભાગ ઉપર રહેનારો થશે ॥૭૯॥

તેથી હે દેવાનુપ્રિય! ત્રિશલા ક્ષત્રિયાણીએ પ્રશસ્ત સ્વપ્ન દેખ્યા છે. યાવત્ હે દેવાનુપ્રિય! ત્રિશલા ક્ષત્રિયાણીએ આરોગ્ય, સંતોષ, દીર્ઘ આયુષ્ય, કલ્યાણ અને મંગલ કરનારાં સ્વપ્ન દેખ્યાં છે ॥૮૦॥

ત્યાર પછી સિદ્ધાર્થ રાજા તે સ્વપ્નલક્ષણપાઠકોની પાસે આ અર્થ સાભળીને તથા મનથી અવધારીને વિસ્મિત થયેલા, સંતોષ પામેલા, ચિત્તમાં આનંદિત થયેલા, પ્રીતિયુક્ત મનવાળા, પરમ સંતુષ્ટ ચિત્તવાળા, અને હર્ષના વશથી ઉલ્લસિત હૃદયવાળા થઈ બે હાથ જોડી, યાવત્ દસ નખ ભેગા કરી, મસ્તકે અંજલિ જોડીને તે સ્વપ્નલક્ષણપાઠકો પ્રત્યે બોલ્યા કે—॥૮૧॥

હે દેવાનુપ્રિયો! એ એમ જ છે, હે દેવાનુપ્રિયો! તમે સ્વપ્નાઓનું જે ફલ કહ્યું તે તેમજ છે,

હે દેવાનુપ્રિયો ! તે યથાસ્થિત છે, દેવાનુપ્રિયો ! તે પ્રતીઇ છે, એટલે તમારા મુખથી પડતુ જ વચન મે ગ્રહણ કર્યું છે, દેવાનુપ્રિયો ! તે ઇપ્સિત અને પ્રતીઇ છે, જે પ્રમાણે તમે કહો છો તે અર્થ સત્ય છે, એમ કહીને તે સ્વપ્નાઓને સારી રીતે અંગીકાર કરે છે. અંગીકાર કરીને વિપુલ-પુષ્કળ એવા શાલિ વગેરે ભોજનની વસ્તુઓ વડે, ઉત્તમ પ્રકારનાં પુષ્પો વડે, વસ્ત્રો વડે, સુગંધી ચૂર્ણો વડે, પુષ્પોની ગૂંથેલી માળાઓ વડે, અને મુગટ વગેરે અલંકારો વડે સત્કાર કરે છે, તથા વિનયપૂર્વક નમ્ર વચનોથી તેમનુ સન્માન કરે છે. સત્કાર અને સન્માન કરીને જીંદગી પર્યંત નિર્વાહ થાય એવુ ઘણુ પ્રીતિદાન આપે છે. આપીને તે સ્વપ્નલક્ષણપાઠકોને વિસર્જન કરે છે ॥૮૨॥

ત્યાર પછી તે સિદ્ધાર્થ ક્ષત્રિય સિંહાસન થકી ઉઠે છે, ઉઠીને જ્યા પડદાની પાછળ ત્રિશલા ક્ષત્રિયાણી છે ત્યાં આવે છે આવીને ત્રિશલા ક્ષત્રિયાણીને આ પ્રમાણે કહ્યું કે—॥૮૩॥

હે દેવાનુપ્રિયા ? ખરેખર આવી રીતે સ્વપ્નશાસ્ત્રમાં સામાન્ય ફળ આપનારાં બેતાલીસ સામાન્ય સ્વપ્ન કહ્યાં છે, મહા ફળ આપનારાં ત્રીશ મહાસ્વપ્ન કહ્યાં છે, એવી રીતે બધાં મળી બહોંતેર સ્વપ્ન કહેલાં છે તેને વિષે હે દેવાનુપ્રિયા ? તીર્થંકરની માતા અથવા ચક્રવર્તીની માતા તીર્થંકર અથવા ચક્રવર્તી ગર્ભમા આવે ત્યારે એ ત્રીશ મહાસ્વપ્નોમાંથી ગજ વૃષભ વિગેરે ચૌદ મહાસ્વપ્નાંઓ દેખીને જાગે છે. યાવત્ માંડલિકની માતા માંડલિક ગર્ભમાં આવે ત્યારે એ ચૌદ મહાસ્વપ્નામાથી કોઈ પણ એક મહાસ્વપ્ન દેખીને જાગે છે ॥૮૪॥

હે દેવાનુપ્રિયા ! તેં આ ચૌદ મહાસ્વપ્ન દેખ્યા છે, તેથી યાવત્ તારો પુત્ર ત્રણે લોકનો નાયક એવો ધર્મવરચાઉતુરંતચક્રવર્તી થશે, એટલે જેમ બીજા રાજાઓ કરતાં ચક્રવર્તી રાજા પૃથ્વીના ચારે અંતને સાધનારો

હોવાથી અતિશયવાળો હોય છે, તેમ આ તારો પુત્ર પણ બીજા ધર્મપ્રવર્તકોને વિષે અતિશયવાળો જિન થશે, અથવા ધર્મરૂપી ઉત્તમ ચક્ર વડે નરકાદિ ચારે ગતિનો અંત કરનારો એવો જિન થશે ॥૮૫॥

ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણી આ અર્થ સાંભળીને તથા મનથી અવધારીને હર્ષિત થયેલી, સંતોષ પામેલી, યાવત્ હર્ષના વશથી ઉલ્લાસિત હૃદયવાળી બે હાથ જોડી, યાવત્ દસ નખ ભેગા કરી, મસ્તકે અંજલિ જોડીને તે સ્વપ્નાઓને સારી રીતે અંગીકાર કરે છે. ॥૮૬॥

અંગીકાર કરીને પોતાને સ્થાને જવાને તેણે સિદ્ધાર્થ રાજા પાસેથી અનુમતિ પામી વિવિધ પ્રકારના મણિઓ અને રત્નોની રચના વડે આશ્ચર્યકારી એવા સિંહાસન થકી ઉઠીને મનની ઉતાવળ રહિત, શરીરની ચપલતા રહિત, સ્ખલના રહિત અને વચમાં કોઇ ઠેકાણે વિલંબ રહિત એવી રાજહંસ સદૃશ ગતિ વડે જ્યા પોતાનુ ભુવન છે ત્યા આવે છે આવીને તે ત્રિશલા ક્ષત્રિયાણી પોતાના ભુવનમાં દાખલ થઈ ॥૮૭॥

જ્યારથી આરંભી શ્રમણ ભગવાન્ મહાવીર તે રાજકુળને વિષે હરિણેગમેષી દેવ વડે સંહરાયા ત્યારથી આરંભીને કુબેરની આજ્ઞાને ધારણ કરવાવાળા એવા ઘણા તિર્યગ્જૃંભક દેવો એટલે તીર્છા લોકમાં નિવાસ કરનાર જંભક જાતિના દેવો શકેન્દ્રના હુકમથી, એટલે શકેન્દ્રે કુબેરને હુકમ કર્યો, અને કુબેરે તિર્યંગ જૃંભક દેવોને હુકમ કર્યો, આ પ્રમાણે કુબેર દ્વારા શકેન્દ્રના હુકમથી તિર્યગ્ જૃંભક દેવો જે આ પૂર્વે દાટેલા એવા ઘણા કાળના પુરાણાં મહાનિધાનો હતાં તે મહાનિધાનોને લાવીને સિદ્ધાર્થ રાજાના ભુવનમાં મૂકે છે કેવા પ્રકારના મહાનિધાનોને લાવીને તિર્યગ્ જૃંભક દેવો સિદ્ધાર્થ રાજાના ભુવનમાં મૂકે છે. તે આ રીતે જેઓના સ્વામી પ્રકર્ષે હીન થઈ ગયા છે–સ્વલ્પ થઈ ગયા છે એવાં નિધાનો જે

નિધાનોની પ્રતિવર્ષે તપાસ કરનારા અને પ્રતિવર્ષે નવીન દ્રવ્યનું સિંચન કરનારા પ્રકર્ષે હીન થયા છે- પતિત થયા છે એવાં નિધાનો, જે પુરુષોએ નિધાન દાટયાં છે તેઓના ગોત્રીય પુરુષો તથા ઘર પ્રકર્ષે હીન થયા છે વિરલ થઈ ગયા છે એવા નિધાનો, જેઓના સ્વામી સર્વથા વીનાશ પામ્યા છે-સંતાન રહિત મરણ પામ્યા છે એવાં નિધાનો, જે નિધાનોની પ્રતિવર્ષે તપાસ કરનારા અને પ્રતિવર્ષે નવીન સિચન કરનારા સર્વથા વિનાશ પામ્યા છે એવા નિધાનો, અને જે 'પુરૂષોએ નિધાન દાટયાં છે તેઓને ગોત્રીય પુરુષો તથા ઘર સર્વથા વિનાશ પામ્યાં છે એવાં નિધાનો, આવા પ્રકારના મહાનિધાનોને લઈને તિર્યગ્ જૃંભક દેવો સિદ્ધાર્થ રાજાના ભુવનમાં મૂકે છે. હવે કયા સ્થાનોમાં દાટેલા તે નિધાનોને લઈને સિદ્ધાર્થ રાજાના ભુવનમાં મૂકે છે? તે કહે છે-જ્યા કર લેવાતો હોય, અને ચારે તરફ કાંટાની વાડ હોય, તે ગ્રામ કહેવાય, તે ગ્રામમાં, જે લોખંડ તાંબુ વિગેરે ધાતુઓની ઉત્પત્તિના સ્થાનક હોય તે આકર એટલે ખાણ કહેવાય, તે ખાણોમાં, જ્યા કર ન લેવાતો હોય, અને જે સડક કિલ્લો વિગેરે યુક્ત હોય તે નગર કહેવાય, તે નગરોમાં, જેની ચારે તરફ ધૂળનો ગઢ હોય તે ખેટ કહેવાય, તે ખેટોમાં, જે ખરાબ નગર હોય તે કર્બટ કહેવાય, તે કર્બટોમાં, જેની ચારે દિશામાં બબ્બે ગાઉ ઉપર ગામ હોય તે મડંબ કહેવાય, તે મડંબોમાં, જે જલમાર્ગ અને સ્થલમાર્ગ એમ બન્ને માર્ગો વડે યુક્ત હોય તે દ્રોણમુખ કહેવાય, તે દ્રોણમુખોમાં, જે જલમાર્ગ અને સ્થલમાર્ગમાથી કોઈ પણ એક માર્ગ વડે યુક્ત હોય તે પત્તન કહેવાય તે પત્તનોમાં, જે તીર્થસ્થાન હોય અથવા તાપસોનુ સ્થાન હોય તે આશ્રમ કહેવાય, તે આશ્રમોમાં, ખેડૂતો સપાટ ભૂમિમા ખેડ કરીને જે દુર્ગભૂમિમાં એટલે બીજાઓ મુશ્કેલીથી

જઈ શકે એવી જે ભૂમિમાં ધાન્યને રક્ષા માટે સ્થાપે છે તે સંવાહ કહેવાય, તે સંવાહોમાં; સાર્થવાહનો કાફલો સંઘ અને લશ્કર વિગેરેને ઉતરવાના સ્થાનકને સન્નિવેશ કહેવાય, તે સન્નિવેશોમાં: આ પ્રમાણે ગ્રામ-નગરાદિમાં દાટેલાં મહાનિધાનોને લઈને તિર્યગ્ જૃંભક દેવો સિદ્ધાર્થ રાજાના ભુવનમાં મૂકે છે. હવે ગ્રામ વિગેરેમાં કયે કયે ઠેકાણે દાટેલાં મહાનિધાનોને લઈને સિદ્ધાર્થરાજાના ભુવનમાં મૂકે છે? તે કહે છે શિંગોડા નામના ફળને આકારે જે ત્રણ ખુણિયું સ્થાન હોય તે શૃંગાટક કહેવાય, તે શૃંગાટકોમાં, જ્યાં ત્રણ રસ્તા મળતા હોય તે ત્રિક કહેવાય, તે ત્રિકોમાં; જ્યાં ચાર રસ્તા મળતા હોય તે ચતુષ્ક કહેવાય, તે ચતુષ્કોમાં જ્યાં ઘણા રસ્તા મળતા હોય તે ચત્વર કહેવાય, તે ચત્વરોમાં, ચાર દરવાજાવાળા દેવમંદિર વિગેરેમાં, રાજમાર્ગોમાં, જ્યાં પહેલાં ગ્રામ વસેલાં હોય, પણ પછી ઉજ્જડ -વસ્તી વગરનાં થઈ ગયાં હોય એવા ગ્રામસ્થાનોમાં, જ્યાં પહેલાં નગર વસેલાં હોય, પણ પછી ઉજ્જડ થઈ ગયાં હોય એવાં નગરસ્થાનોમાં ગામમાંથી પાણી નિકળવાના જે માર્ગો તે ગ્રામનિર્ધમન કહેવાય, તે ગ્રામનિર્ધમનોમા એટલે ગામની ખાળોમાં, નગરની ખાળોમાં, દુકાનોમા યક્ષ વિગેરે દેવોના મંદિરોમાં, માણસોને બેસવાના સ્થાનોમાં, અથવા જ્યાં મુસાફરો આવીને રસોઈ પકાવે તે સ્થાનોમાં, પાણીની પરબોમાં, જ્યાં કેળ વિગેરે રમણીય વૃક્ષો રોપેલાં હોય, અને સ્ત્રી-પુરૂષો રમ્મત ગમ્મત કરવાને આવતાં હોય તે આરામ એટલે બગીચા કહેવાય, તે બગીચાઓમાં; જ્યાં પુષ્પો અને ફળોથી શોભી રહેલાં ઘણાં વૃક્ષો હોય, જેમાં ક્રીડા કરવાને પુષ્પલતાઓનાં ઘર બનાવ્યાં હોય, જેની અંદર ગરમીની મોસમમાં આવીને સ્ત્રી-પુરુષો ક્રીડા કરતા હોય, ઉત્સવાદિમાં ઉજાણી કાઢીને ઘણા માણસો જેનો ઉપભોગ કરતા હોય, તથા જે નગરની નજીકમાં હોય તે ઉદ્યાન કહેવાય, તે ઉદ્યાનોમાં

॥૧૨૩॥

જ્યા એકજ જાતના પુષ્કળ વૃક્ષોનો સમુદાય હોય તે વનોમા, જ્યાં અનેક જાતના ઉત્તમ વૃક્ષોનો સમુદાય હોય તે વનખંડોમા, શ્મશાનોમા, શૂન્ય ઘરોમા, પર્વતોની ગુફાઓમા,, શાતિગૃહોમા એટલે શાંતિકર્મના સ્થાનોમાં-જ્યા શાતિસાધક ક્રિયાઓ થાય તે સ્થાનોમા, પર્વત ખોદીને જે ઘર બનાવ્યા હોય તે શૈલગૃહોમા, રાજસભાના સ્થાનોમા અને કુટુબીઓને નિવાસ કરવાના સ્થાનોમા, આ પ્રમાણે ભિન્ન ભિન્ન ઠેકાણે કંજુસ માણસોએ પહેલાં જે મહાનિધાન દાટેલા છે તે મહાનિધાનોને લઈને શક્રેન્દ્રની આજ્ઞાથી તિર્યગ્ જૃંભક દેવો સિદ્ધાર્થ રાજાના ભુવનમા મૂકે છે ॥૮૮॥

જે રાત્રિને વિષે શ્રમણ ભગવાન્ મહાવીર જ્ઞાતકુલમા સંહારાયા તે રાત્રિથી આરંભીને તે જ્ઞાતકુલ હિરણ્યથી એટલે રૂપાથી અથવા નહિ ઘડેલા સુવર્ણથી વૃદ્ધિ પામ્યુ, ઘડેલા સુવર્ણથી વૃદ્ધિ પામ્યુ, ધનથી વૃદ્ધિ પામ્યુ, ધન ચાર પ્રકારનુ છે-ફળ, પુષ્પ વિગેરે ગણિમ એટલે ગણી શકાય તેવુ, ગોળ, કંકુ વિગેરે ધરિમ એટલે તોળી શકાય તેવુ, ઘી, તેલ, લવણ વિગેરે મેય એટલે માપી શકાય તેવુ, વસ્ત્ર રત્ન વિગેરે પરિચ્છેદ્ય એટલે ભરી શકાય તેવુ, આવી રીતે ચાર પ્રકારના ધનથી જ્ઞાતકુળ વૃદ્ધિ પામ્યુ, વળી ઘઉ, ચોખા, મગ, અડદ વિગેરે ધાન્યથી વૃદ્ધિ પામ્યુ. સપ્તાગ રાજ્યથી વૃદ્ધિ પામ્યુ, રાષ્ટ્ર એટલે દેશથી, હાથી ઘોડા રથ અને પાળા રૂપ ચતુરંગી સેનાથી, ખચ્ચર વિગેરે વાહનોથી, દ્રવ્યના ખજાનાથી, ધાન્ય ભરવાના કોઠારિયાથી, નગરથી, અન્ત પુરથી, દેશવાસી લોકથી, તથા યશવાદ એટલે કીર્તિથી વૃદ્ધિ પામ્યું. વળી વિસ્તીર્ણ ધન એટલે ગાયો વિગેરે પશુઓથી, ઘડેલા અને નહિ ઘડેલા એમ બન્ને પ્રકારના સુવર્ણથી, કર્કેતનાદિ રત્નોથી, ચંદ્રકાન્તાદિ મણિઓથી, મોતીઓથી, દક્ષિણાવર્ત શંખોથી, શિલા એટલે રાજાઓ

તરફથી મળતા ગિતાળો-પક્વીકોથી, પરવાળાથી, માણેક વિગેરે લાલ રત્નોથી, ઈત્યાદિક અનેક પ્રકારની ઉત્તમ વસ્તુઓથી તે જ્ઞાતકુલ વૃદ્ધિ પામ્યુ. વળી વિદ્યમાન એવા પ્રધાન દ્રવ્યથી તથા પ્રીતિ એટલે માનસિક સંતોષ અને સત્કાર એટલે સ્વજનોએ વસ્ત્રાદિથી કરેલી ભક્તિ, તે સઘળાઓના સમુદાયે કરીને તે જ્ઞાતકુલ અતિશય વૃદ્ધિ પામ્યુ ત્યાર પછી શ્રમણ ભગવાન્ મહાવીરના માતા પિતાને આવા સ્વરૂપનો આત્મવિષયક[1] ચિંતિત[2] પ્રાર્થિત[3] અને મનોગત[4] સંકલ્પ ઉત્પન્ન થયો કે—॥૮૧॥

જ્યારથી આરભીને આપણો આ બાળક કુખને વિષે ગર્ભપણે ઉત્પન્ન થયો છે ત્યારથી આરભીને આપણે હિરણ્ય સુવર્ણ ધન અને ધાન્યથી વૃદ્ધિ પામીએ છીએ, યાવત્ વિદ્યમાન એવા પ્રધાન દ્રવ્યથી, માનસિક સંતોષથી, અને સ્વજનોએ કરેલા સત્કારથી અતિશય અતિશય વૃદ્ધિ પામીએ છીએ. તેથી જ્યારે આપણો આ બાળકનો જન્મ થશે ત્યારે આપણે આ બાળકનુ આ ધનાદિકની વૃદ્ધિને અનુરૂપ, ગુણોથી આવેલુ, અને તેથીજ બાળકના ગુણોથી ઉત્પન્ન થયેલુ એવું 'વર્ધમાન' એ પ્રમાણે નામ પાડશુ ॥૯૦॥

ત્યાર પછી હવે શ્રમણ ભગવાન્ મહાવીર મારા હલન-ચલનથી માતાને કષ્ટ ન થાઓ, એ પ્રમાણે

---

૧ આત્માને વિષે થયેલો. ૨ સંકલ્પ બે પ્રકારનો હોય છે એક ધ્યાનસ્વરૂપ અને બીજો ચિતવન સ્વરૂપ તે બે જાતના સંકલ્પમાં આ સંકલ્પ ચિંતવન સ્વરૂપ થયો, એમ જણાવવાને ચિંતિત શબ્દ મૂકયો છે. ૩ ચિંતવન સ્વરૂપ પણ કોઈ અભિલાષા રૂપ હોય છે, અને કોઇ અભિલાષા રૂપ હોતો નથી, તેમાં આ સંકલ્પ અભિલાષારૂપ થયો એમ જણાવવાને પ્રાર્થિત શબ્દ મૂકયો છે. ૫ મનોગત એટલે મનમાં રહેલો; હજુ વચનથી પ્રકાશિત નહિં કરેલો.

॥૧૨૫॥

માતાની અનુકંપાને માટે એટલે માતાની ભક્તિને માટે, તથા બીજાએ પણ માતાની ભક્તિ કરવી એવું દેખાડવા માટે પોતે ગર્ભમાં નિશ્ચલ થયા, જરા પણ ચલાયમાન નહિ થતા હોવાથી નિષ્પંદ થયા, અને તેથીજ નિષ્કંપ થઈ ગયા, અંગોને ગોપવવાથી જરા લીન થયા, ઉપાંગોને ગોપવવાથી પ્રકર્ષે કરીને લીન થયા, અને તેથીજ ગુપ્ત થઈ ગયા. અહી કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે—

"શુ એકાંતમાં રહીને જાણે પ્રભુ મોહરાજાને જીવતા માટે વિચાર કરી રહ્યા છે? અથવા શું એકલા પ્રભુ પરબ્રહ્મને વિષે કાંઈક અગોચર એવુ ધ્યાન ધરી રહ્યા છે? અથવા તો શુ કામદેવનો નિગ્રહ કરવા માટે ભગવાન્ માતાની કૂખમાં પોતાના આકારને-અંગોપાંગને ગોપવીને કલ્યાણરસ સાધી રહ્યા છે?, આવા પ્રકારના શ્રીમહાવીર પરમાત્મા તમારા કલ્યાણને માટે થાઓ (॥૧॥) ૯૧॥

ત્યાર પછી એટલે માતાની કૂખમાં પ્રભુની નિશ્ચલાવસ્થાની પછી તે તિશલા ક્ષત્રિયાણીને આ આવા સ્વરૂપનો યાવત્ સંકલ્પ ઉત્પન્ન થયો-શુ મારો તે ગર્ભ કોઈ દુષ્ટ દેવાદિકે હરણ કરી લીધો?, અથવા શુ મારો તે ગર્ભ મૃત્યુ પામ્યો? અથવા શુ મારો તે ગર્ભ ચ્યવી ગયો? એટલે જીવ-પુદ્ગલના પિંડ સ્વરૂપ પર્યાય થકી નષ્ટ થયો?, અથવા શુ મારો તે ગર્ભ ગળી ગયો? એટલે દ્રવરૂપ થઈને ખરી ગયો?, કારણ કે આ મારો ગર્ભ પહેલાં કંપાયમાન થતો હતો, પણ અત્યારે તો બિલકુલ કંપતો નથી, આવા પ્રકારના વિચારથી કલુષિત થયેલા મનના સંકલ્પવાળી, ગર્ભ હરણાદિના વિકલ્પોથી થયેલી, શોકરૂપ

સમુદ્રમાં બૂડી ગયેલી, અને તેથીજ હથેળી ઉપર સ્થાપન કરેલા મુખવાળી આર્ત ધ્યાનને પ્રાપ્ત થયેલી, અને ભૂમિ તરફજ રાખેલી દૃષ્ટિ વાળી તે વિચારવા લાગી કે—

"જો મારા ગર્ભનું કોઈ પણ રીતે અકુશળ થયાનું સત્ય હશે તો ખરેખર હું પુણ્યહીન પ્રાણીઓની અવધિરૂપ પ્રખ્યાત થઈ, અર્થાત્ પુણ્યહીન પ્રાણીઓમાં હું મુખ્ય થઈ ॥૧॥ અથવા ભાગ્યહીન માણસને ઘેર ચિંતામણિ રત્ન રહેતું નથી, અને રત્નોનો નિધાન દરિદ્રના ઘરની સોબત કરતો નથી ॥૨॥ વળી મારવાડ દેશમાં જમીનના અભાગ્યના વશથી કલ્પવૃક્ષ ઉગતુ નથી, તેમજ પુણ્યહીન એવા તૃષાતુર માણસોને અમૃતની સામગ્રી મળતી નથી ॥૩॥"

"અરેરે? દૈવને ધિક્કાર હો ધિક્કાર હો, નિરંતર કુટિલ એવા તે દૈવે આ શુ કર્યું ? કે જેણે મારા મનોરથ રૂપી વૃક્ષને. મૂળમાંથી ઉખેડી નાખ્યું ॥૪॥ અરે! આ અધમ દૈવે મને બિલકુલ કલંક રહિત એવાં બે નેત્રો આપીને પણ પાછાં ખેંચી લીધા, નિધિરત્ન આપીને પાછો ઝૂંટવી લીધો ॥૫॥ હા હા! પાપિષ્ઠ એવા આ દૈવે મને મેરુપર્વતની ટોચ ઉપર ચડાવીને પાડી નાખી, અહા! નિર્લજ્જ દૈવે મને ભોજનનું ભાણું પીરસી ખેંચી લીધું. ॥૬॥

"રે વિધાતા! મેં આ ભવમાં તથા ભવાંતરમાં એવો તે તારો શો અપરાધ કર્યો?, કે જેથી તુ આવું દુષ્ટ કામ કરતો છતો ઉચિત-અનુચિત વિચારતો પણ નથી ॥૭॥ અરેરે? હવે હું શુ કરું?, ક્યાં જાઉં?, અને કોની આગળ જઈને પોકાર કરૂ? ભદ્રક એવી મને દુષ્ટ દૈવે બાળીને ભસ્મ કરી નાખી, અરે! નીચ દૈવ મારુ ભક્ષણ કરી ગયો ॥૮॥"

"હાથી વૃષભ વિગેરે ચૌદ સ્વપ્નાઓથી સૂચિત થયેલા, યોગ્ય, પવિત્ર, ત્રણે જગતને પૂજવા યોગ્ય ત્રણે ભુવનના પ્રાણીઓમાં અદ્વિતીય, અને મનુષ્યોને આનંદ ઉપજાવનારા એવા પુત્રરત્ન વિના હવે મારે આ રાજ્યની શી જરૂર છે?, વિષય જન્ય એવા કૃત્રિમ સુખોની પણ શી જરૂર છે?, તથા રેશમી શય્યામાં સૂવાથી ઉત્પન્ન થતુ જે સુખ જેમાં એવા પ્રકારના આ મહેલની પણ શી જરૂર છે?, અર્થાત્ આવા પુત્ર-રત્ન વિના સુખના દરેક સાધનો હવે મારે નકામાં છે ॥૯-૧૦॥"

"તેથી અરે દૈવ! દુ:ખરૂપી અગ્નિથી ભયંકર રીતે બાળવાને તુ શા માટે તૈયાર થયો છે? હે દૈવ! તારા અપરાધ વગરની એવી મારા પ્રતિ તુ શત્રુતા શા માટે ધારણ કરે છે? ॥૧૧॥

આ અસાર સંસારને ધિક્કાર છે, વળી મધથી લીપેલી તલવારની ધારને ચાટવા સદૃશ એવા દુ:ખવ્યાપ્ત અને ચંચલ વિષયસુખના લવલેશને પણ ધિક્કાર છે ॥૧૨॥

અથવા મેં પૂર્વભવમાં તેવા પ્રકારનું કાંઈ દુષ્કૃત કર્મ કર્યું હશે જેનું મને આવું દુ:ખદાયી ફળ મળ્યું કારણ કે ઋષિઓએ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે—॥ ૧૩ ॥

"જે પાપી પ્રાણી પશુ પક્ષી અને મનુષ્યોના બાળકોનો તેમના માતા-પિતાથી વિયોગ કરાવે છે તે પ્રાણીને સંતતિ થતી નથી, અથવા કદાચિત્ તેને સંતાન થાય તો તે સંતાન મરી જાય છે ॥૧૪॥

અધમ બુદ્ધિવાળી એવી મે પૂર્વજન્મમાં શું ભેંસો થકી તેના ધાવણા પાડાઓનો ત્યાગ કર્યો હશે? અથવા શું બીજાઓ પાસે ત્યાગ કરાવ્યો હશે? અથવા શું નાનાં વાછરડાંઓનો તેમની માતાઓથી વિયોગ કર્યો હશે? ॥૧૫॥ અથવા દૂધના લોભથી મે તે વાછરડાંઓને દૂધનો અંતરાય કર્યો હશે? અથવા શું

બીજા લોકો પાસે અંતરાય કરાવ્યો હશે! અથવા શુ મે બચ્ચાઓ સહિત ઉદરોનાં બિલ-દર પાણીથી પૂરી દીધાં હશે! ॥૧૬॥

"અથવા શુ મેં પૂર્વજન્મમાં અજ્ઞાનને વશ થઈ ધર્મબુદ્ધિથી કીડી વિગેરેના દરને ઉનાં-ગરમ પાણીથી ભરી દીધા હશે?, અથવા શુ મેં ધર્મબુદ્ધિથી કાગડાનાં ઈંડાં ફોડી નાખ્યાં હશે? ॥૧૭॥

અથવા શુ મે ઈંડાં અને બચ્ચાઓ સહિત પંખીઓના માળા નીચે જમીન ઉપર પાડી નાખ્યા હશે?, અથવા શુ મેં કોયલ પોપટ અને કૂકડા વિગેરેને તેમનાં બચ્ચાઓથી વિયોગ પડાવ્યો હશે? ॥૧૮॥

"અથવા શુ મે પૂર્વજન્મમાં બાલહત્યા કરી હશે!, અથવા શુ મેં શોકના પુત્રાદિ ઉપર અચિંત્ય એવા દુષ્ટ વિચારો ચિંતવ્યા હશે!, અથવા શું મે કામણ વિગેરે કર્યા હશે! ॥૧૯॥ અથવા શું મેં પૂર્વજન્મમાં ગર્ભનુ સ્તંભન, નાશ અને પાડવા પ્રમુખ કર્યું હશે! અથવા શું મે તે સંબંધી મંત્રો અને ઔષધોનો પ્રયોગ કર્યો હશે! ॥૨૦॥"

અથવા શુ મે પૂર્વજન્મમાં ઘણીવાર શીલખંડન કર્યું હશે? કારણ કે આવુ દુઃખ તેવાં નીચ કર્મ વિના સંભવે નહિ ॥૨૧॥ શાસ્ત્રમાં કહ્યુ છે કે—

જન્માન્તરમાં કરેલા શીલના ખંડનથી કુરાંડપણું બાળવિધવાપણુ દુર્ભાગ્યાદિ વાંઝિયાપણુ જેને મૂવેલા બાળક અવતરે તે નિંદ્યપણું અને વિષકન્યાદિ અવતાર પમાય છે, માટે શીલભાવને દૃઢ રખવો ॥૨૨॥

એવી રીતે ચિંતાગ્રસ્ત થયેલી અને કરમાઈ ગયેલા કમલ સદૃશ મ્લાન મુખવાળી ત્રિશલારાણીને વિચાર કરતી છતી જોઈને શિષ્ટ એવી સખીઓએ તે શોકનુ કારણ પૂછ્યુ ॥૨૩॥

ત્યારે તે ત્રિશલા માતા આંખમા આંસુ લાવીને નિશ્વાસ સહિત વચને કરી કહેવા લાગી કે— 'મંદભાગ્યવાળી એવી હું તમોને શું કહું ? હે સખીઓ ! મારું તો જીવિત ચાલ્યું ગયું છે' ॥૨૪॥

ત્યારે સખીઓ કહેવા લાગી કે હે સખિ ! બીજું બધું અમંગલ શાંત થાઓ, પરંતુ હે વિદુષિ ! તારા ગર્ભને કુશળ છે કે નહિ તે તું જલદી કહે ॥૨૫॥ તેણીએ કહ્યું 'સખીઓ ! જો મારા ગર્ભને કુશળ હોય તો મારે બીજું શું અકુશળ છે ?" ઈત્યાદિ કહી મૂર્ચ્છા ખાઈ બેશુદ્ધ થઈને તેણી જમીન ઉપર ઢળી પડી ॥૨૬॥ પછી સખીઓએ શીતળ પવનાદિ ઘણા ઉપચારો વડે તેણીને ચૈતન્ય-શુદ્ધિ પ્રાપ્ત કરાવી, ત્યારે તેણી બેઠી થઈને પાછી આવી રીતે વિલાપ કરવા લાગી કે—॥૨૭॥

"જેનો તાગ ન પામી શકાય એવા અપાર પાણીવાળા, મોટા, અને રત્નોના નિધાનરુપ સમુદ્રમા પ્રાપ્ત થયેલો છિદ્રવાળો ઘડો પાણીથી ભરાતો નથી, તેથી શું તેમાં સમુદ્રનો દોષ છે ? ॥૨૮॥

વસંત ઋતુ પ્રાપ્ત થતાં સઘળી વનસ્પતિઓ ઋદ્ધિને પામે છે, એટલે પાંદડાં ફળ ફૂલ વિગેરેથી પ્રફુલ્લિત બને છે, પરંતુ તે વખતે કેરડાના વૃક્ષને જે પાંદડું પણ આવતુ નથી તેથી શું તેમાં વસંત ઋતુનો દોષ છે. ॥૨૯॥

ઉંચુ અને સરળ-સીધું એવું વૃક્ષ જ્યારે ઘણાં ફળોના ભારે કરીને સર્વ અવયવોથી નમી ગયું હોય છે, છતાં પણ તે વખતે કુબડો માણસ તેના ફળને મેળવી શકતો નથી તેથી શું તેમા તે ઉત્તમ વૃક્ષનો દોષ છે ? ॥૩૦॥

"માટે હે પ્રભુ ! હું જે મારા ઇચ્છિતને મેળવી શકતી નથી, તેમા તમારો બિલકુલ દોષ નથી, પણ મારા કર્મનો જ દોષ છે; કેમ કે ઘુવડ જ્યારે દિવસે જોઈ શકતો નથી ત્યારે તે દોષ સૂર્યનો કેમ કહેવાય ? ॥૩૧॥"

"હવે તો મારે મરણનું જ શરણ છે, કારણ કે નિષ્ફલ જીવવાથી શું કામ છે ?" આ પ્રમાણે હૃદય પીગળાવી નાખે એવો ત્રિશલા માતાનો વિલાપ સાંભળીને સખીઓ વિગેરે સઘળો પરિવાર પણ વિલાપ કરવા લાગ્યો–॥૩૨॥

"અરેરે ! નિષ્કારણ શત્રુ બનેલા એવા વિધિના નિયોગથી આ અણધારી આફત ક્યાંથી આવી પડી ?, હા હા ! નિરંતર સહાય કરનારી રે કુલ દેવીઓ ! તમે બધી આ વખતે ક્યાં ચાલી ગઈ ? તમે બધી ઉદાસીન થઈને કેમ બેઠી છો ? ॥૩૩॥

હવે આવી રીતે વિઘ્ન આવી પડતાં તે વિઘ્નનો નાશ કરવા માટે વિચક્ષણ એવી કુલની વૃદ્ધ સ્ત્રીઓ શાન્તિકર્મ પુષ્ટિકર્મ મન્ત્રો માનતા–આખડી વિગેરે વિવિધ પ્રકારનાં કાર્યો કરવા લાગી ॥૩૪॥

જ્યોતિષીઓને બોલાવી પૂછવા લાગી, નાટકાદિને અટકાવવા લાગી, તથા અત્યંત ઉંચા સાદે બોલતા શબ્દોનું નિવારણ કરવા લાગી ॥૩૫॥

આ દુઃખદ સમાચારથી ઉત્તમબુદ્ધિવાળો સિદ્ધાર્થ રાજા પણ લોકો સહિત ચિંતાતુર થઈ ગયો, તથા સઘળા મંત્રીઓ પણ હવે શું કરવું ? એવી રીતે અત્યંત મૂઢ બની ગયા ॥૩૬॥

હવે તે વખતે સિદ્ધાર્થ રાજાનું ભુવન કેવું થયું હતું ? તે સૂત્રકાર પોતે વર્ણવે છે—

॥૧૩૧॥

રાજાઓને વિષે શ્રેષ્ઠ એવા સિદ્ધાર્થરાજાનુ તે ભુવન પણ મૃદંગ વીણા હાથની તાળીઓ અને નાટકના પાત્રોથી થયેલુ મનોહરપણુ નિવૃત્ત થયુ છે જેમાં એવા પ્રકારનુ થયુ છે, અર્થાત્ રાજભુવનમા કર્ણપ્રિય સુન્દર ધ્વનિથી વાગી રહેલા વાજિંત્રો, મીઠા સ્વરથી લલકારતા ગાયનો, અને પ્રેક્ષકોને આકર્ષણ કરે તેવા થઈ રહેલા નાટારંભ તે વખતે તદ્દન બંધ થઈ ગયા, અને રાજભુવન સૂમસામ–શોકમય બની ગયુ, વળી દીન થયુ છતુ વ્યગ્ર ચિત્તવાળુ વર્તે છે ॥૯૨॥

ત્યાર પછી તે શ્રમણ ભગવાન્ મહાવીર ગર્ભમા રહ્યા થકા આવા પ્રકારનો આત્મવિષયક પ્રાર્થિત અને મનોગત એવો માતાને ઉત્પન્ન થયેલો સંકલ્પ પોતાના અવધિજ્ઞાનથી જાણીને વિચારવા લાગ્યા કે—

"શુ કરીએ? અને આ વાત કોને કહીએ? મોહની ગતિ આવી રીતની જ છે, વ્યાકરણના નિયમ મુજબ જેમ 'દુષ્' ધાતુનો ગુણ કરવાથી 'દોષ બને છે, તેમ અમોએ પણ જે કાર્ય ગુણને માટે કર્યુ તે દોષની ઉત્પત્તિ માટે થયુ ॥૧॥

"મે માતાના સુખને માટે જે કર્યુ તે તો ઉલટુ માતાને ખેદ કરનારુ થયુ, મા આ લક્ષણ ભાવી એવા કાલિકાલને સૂચવનારુ છે ॥૨॥ કારણ કે, જેમ નાળિયેરના પાણીમા શીતળતા રૂપ ગુણને માટે નાખેલુ કપૂર ઉલટુ ઝેર બની મૃત્યુને માટે થાય છે, તેમ પાચમા આરામા મનુષ્યોને કરેલો ગુણ ઉલટો દોષ કરનારો થશે ॥૩॥"

આવી રીતે વિચાર કરીને અને અવધિજ્ઞાન વડે માતાનો સંકલ્પ જાણીને શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામી પોતાના શરીરના એક ભાગ વડે કંપે છે. ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણી હર્ષિત થઈ, સંતોષ

પામી, યાવત્ હર્ષના વશથી પ્રફુલ્લિત હૃદયવાળી થઈને સખીઓ વિગેરે પરિવારને આ પ્રમાણે કહેવા લાગી કે–॥૯૩॥

ખરેખર મારો ગર્ભ કોઈ પણ દુષ્ટ દેવાદિથી હરણ કરાયો નથી, યાવત્ દ્રવીભૂત થઈને ગળી ગયો નથી આ મારો ગર્ભ પહેલા કંપતો ન હોતો, પરંતુ અત્યારે કંપે છે, એમ કહીને તે ત્રિશલા ક્ષત્રિયાણી હર્ષિત થયેલી સંતોષ પામેલી, યાવત્ આનંદના વશથી પ્રફુલ્લિત હૃદયવાળી થાય છે—

હવે ત્રિશલાદેવી કેવા હર્ષિત થયાં? તે કહે છે—

ગર્ભની કુશળતાને જાણીને ત્રિશલા ક્ષત્રિયાણી ઉલ્લસિત નેત્રવાળી, વિકસિત ગાલવાળી, ખીલેલા મુખકમળવાળી અને રોમાંચયુક્ત કાયલીવાળી થઈને ॥૧॥ મધુર વાણીથી કહેવા લાગ્યાં કે–મારા ગર્ભને કલ્યાણ છે, અરે! ધિક્કાર છે કે મેં અતિશય મોહાન્ધ બુદ્ધિવાળી થઈ અનુચિત કુવિકલ્પો ચિંતવ્યા. ॥૨॥

અહા! હજુ મારા સદ્ભાગ્ય વિદ્યમાન છે, હું ત્રણે ભુવનમાં માનનીય છું, હું ભાગ્યશાળી છું, મારું જીવિત પ્રશંસાપાત્ર છે, અને મારો જન્મ કૃતાર્થ થયો છે ॥૩॥ મારા ઉપર શ્રીજિનેશ્વર પ્રભુ પ્રસન્ન થયા છે, ગોત્રદેવીઓએ મારા ઉપર કૃપા કરી છે, અને જન્મથી આરાધેલો જિનધર્મરૂપી કલ્પવૃક્ષ મને ફળ્યો છે ॥૪॥

એવી રીતે હર્ષયુક્ત ચિત્તવાળી ત્રિશલાદેવીને જોઈને વૃદ્ધ સ્ત્રીઓના મુખરૂપી કમલોમાંથી 'જય જય નંદા' ઈત્યાદિ આશીર્વાદ વચનો નીકળવા લાગ્યાં, ॥૫॥ કુલાંગનાઓએ આનંદથી મનોહર એવાં


॥१३३॥

ધવલમંગલ પ્રવર્તાવ્યાં, ચારે તરફ ધ્વજા-પતાકા ફરકાવી દીધી, અને સ્થળે સ્થળે મોતીઓના સાથીયા પૂરાવા લાગ્યા ॥૬॥

વળી તે વખતે આખું રાજકુળ પણ વાજિત્રો ગાયનો તથા નાચ વડે દેવલોક સદૃશ અત્યન્ત શોભાયુક્ત અને અદ્વૈત આનંદમય બની ગયું. ॥૭॥

વળી સિદ્ધાર્થ રાજા પણ ગર્ભકુશલની વધામણીમાં આવેલા કરોડો ધનને ગ્રહણ કરતો અને કલ્પ વૃક્ષની જેમ કરોડો ધનનું દાન કરતો અત્યંત હર્ષયુક્ત થયો ॥૮॥

ત્યાર પછી શ્રમણ ભગવાન્ મહાવીર ગર્ભમાંજ રહ્યા રહ્યા સાડા છ માસ ગયા બાદ આવા પ્રકારના અભિગ્રહને ગ્રહણ કરે છે-"ખરેખર મારે જ્યા સુધી માતા પિતા જીવતાં રહે ત્યાં સુધી મુંડ થઈને ઘરમાંથી નીકળી દીક્ષા લેવી કલ્પે નહિ" એવી રીતનો અભિગ્રહ પ્રભુએ ગ્રહણ કર્યો પ્રભુએ વિચાર્યું કે- હજુ તો હું ઉદરમાં છું ત્યારે પણ જ્યારે માતાનો મારા ઉપર આવો ગાઢ સ્નેહ છે, તો પછી જ્યારે મારો જન્મ થશે ત્યારે તો કેવો સ્નેહ થશે ?" આ પ્રમાણે વિચાર કરીને પ્રભુએ આવો અભિગ્રહ લીધો, વળી બીજાઓને પણ 'માતા તરફ બહુમાન રાખવું જોઈએ' એવુ સૂચવવા માટે આવો અભિગ્રહ લીધો ॥ ૯૮ ॥

ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણીએ સ્નાન કર્યું. ત્યાર બાદ કર્યું છે બલિકર્મ એટલે ઇષ્ટદેવનું પૂજન જેણીએ એવી, સકલ વિઘ્નોનો વિનાશ માટે કર્યા છે તિલક વિગેરે કૌતુકો અને દહી ધ્રો અક્ષત વિગેરે મંગલરૂપ પ્રાયશ્ચિત્તો જેણીએ, એવી અને સર્વ અલંકારો વડે વિભૂષિત થઈ છતી તે ગર્ભનું નીચે

બતાવેલા પ્રકારના આહારાદિથી પોષણ કરે છે. અતિ ઠંડા નહિ, અતિ ગરમ નહિ, અતિ તીખા નહિં, અતિ કડવા નહિ, અતિ તુરા નહિં, અતિ ખાટા નહિં, અતિ મીઠા નહિં, અતિ ચીકાશવાળા, નહિં, અતિ લુખા નહિં, અતિ લીલા નહિં, અતિ શુષ્ક–સુકા નહિં; આવા પ્રકારના આહારાદિ વડે ત્રિશલા ક્ષત્રિયાણી ગર્ભનું પોષણ કરે છે. અતિ ઠંડા, અતિ ગરમ, વિગેરે પ્રકારના આહારાદિ ગર્ભને હિતકારી નથી, કારણ કે તેઓના કેટલાએક વાયુ કરનારા, કેટલાએક પિત્ત કરનારા, અને કેટલાક કફ કરનારા છે. વાગભટ્ટ નામના વૈદ્યક ગ્રન્થમાં કહ્યું છે કે—

"ગર્ભવતી સ્ત્રી જો વાયુ કરનારા પદાર્થો ખાય તો ગર્ભ કુબડો એટલે ખુંધવાળો, આંધળો, જડબુદ્ધિ-વાળો એટલે મૂર્ખ, અને વામન એટલે ઠીંગણો થાય છે, પિત્ત કરનારા પદાર્થો ખાવાથી ગર્ભ ટાલવાળો અથવા પીળા વર્ણવાળો થાય છે; તથા કફ કરનારા પદાર્થો ખાવાથી ગર્ભ સફેદ કોઢવાળો અથવા પાંડુ રોગવાળો થાય. છે ॥૧॥

ગર્ભવતી સ્ત્રી જો અતિ ખારા પદાર્થ ખાય તો ગર્ભના નેત્રને હરણ કરનારા થાય છે, અતિ ઠંડો આહાર ગર્ભને વાયુનો પ્રકોપ કરે છે, અતિ ગરમ આહાર ગર્ભના બળને હરે છે, અને અતિ વિષય-સેવન ગર્ભના જીવિતને હરે છે. ॥૨॥

વળી–મૈથુન સેવન, પાલખી વિગેરે જાન પર બેસીને મુસાફરી કરવી, ઘોડો ઉંટ વિગેરે વાહન પર બેસવુ, માર્ગમાં ઘણું ચાલવું, ચાલતાં સ્ખલના પામવી લચકાવું પડી જવુ, દબાવું. પેટ મસળાવવું, અથવા પેટમાં પીડ આવવી, અતિ દોડવુ, અથડાવુ, ઉચાનીચુ સૂવુ, ઉંચી–નીચી જગ્યાએ બેસવુ, સાંકડા સ્થાનમાં બેસવું, અથવા ઉભડક બેસવુ, ઉપવાસ કરવા, વેગનો વિઘાત પામવો, અતિ લુખો આહાર કરવો,

અતિ કડવા પદાર્થો વાપરવા, અતિ તીખા પદાર્થો વાપરવા, અતિશય ભોજન કરવુ, અતિ રાગ કરવો, અતિ શોક કરવો, અતિ ખારા પદાર્થો વાપરવા, અતિસાર રોગ જવો એટલે ઝાડા થવા, ઉલ્ટી જવી, જુલાબ લેવો, હીચકા ખાવા, અજીર્ણ થવુ, વિગેરે કારણોથી ગર્ભ પડી જાય છે–ગળી જાય છે. તેથી તે ત્રિશલા ક્ષત્રિયાણી ઉપર બતાવેલાં કારણોને નહિ સેવતા ગર્ભ પોષે છે.

વળી કેવા પ્રકારના આહારાદિથી ગર્ભનુ પોષણ કરે છે? તે કહે છે—

સર્વ ઋતુઓમા સેવાતા જે જે સુખકારી એટલે ગુણકારી એવા પ્રકારના ભોજન, વસ્ત્ર, સુગંધી પદાર્થો, અને પુષ્પમાલાઓ વડે તે ત્રિશલા ક્ષત્રિયાણી ગર્ભનુ પોષણ કરે છે. કહ્યુ છે કે—

“વર્ષાઋતુમા એટલે શ્રાવણ અને ભાદરવા માસમા લવણ અમૃત સમાન છે, શરદ ઋતુમાં એટલે આસો અને કાર્તિક માસમાં જળ અમૃત સમાન છે હેમંત ઋતુમા એટલે માગસર અને પોષ માસમાં ગાયનુ દૂધ અમૃત સમાન છે શિશિર ઋતુમા એટલે મહા અને ફાગણ માસમાં ખાટો રસ અમૃત સમાન છે, વસંત ઋતુમાં એટલે ચૈત્ર અને વૈશાખ માસમા ઘી અમૃત સમાન છે, અને ગ્રીષ્મ ઋતુમા એટલે જેઠ અને અષાઢ માસમાં ગોળ અમૃત સમાન છે.

આવા પ્રકારના ગર્ભને હિતકારી એવા આહારાદિ વડે ગર્ભને પોષતાં ત્રિશલા ક્ષત્રિયાણી દૂર થયા છે જ્વર વિગેરે રોગ ઇષ્ટ વિયોગાદિથી થતા શોક, મોહ એટલે મૂર્છા. ભય, અને પરિશ્રમ જે અર્થાત્ રોગાદિ રહિત છે, કારણ કે તે રોગ–શોકાદિ ગર્ભને અહિત કરનારા છે. વળી સુશ્રુત નામના વૈદ્યક ગ્રન્થમા કહ્યું છે કે “ગર્ભવતી સ્ત્રી જો દિવસે સૂએ તો ગર્ભ ઉંઘણશી થાય, અંજન કરવાથી આંધળો થાય, રોવાથી

વાંકી નજરવાળો થાય, સ્નાન વિલેપન કરવાથી દુરાચારી થાય, તેલનુ મર્દન કરવાથી કોઢીયો થાય, નખ કાપવાથી ખરાબ નખવાળો થાય, દોડવાથી ચંચળ થાય, હસવાથી ગર્ભના દાંત હોઠ તાલુ અને જીભ એ સર્વ કાળા થાય, લખવાથી ટાલવાળો થાય, પંખો વિગેરેથી બહુ પવન લેવાથી ગર્ભ ઉન્મત્ત થાય."

ગર્ભને અહિતકારી આવા એકે કારણને ત્રિશલા ક્ષત્રિયાણી સેવતા નથી

"વળી કુળની વૃદ્ધ સ્ત્રીઓ ત્રિશલા ક્ષત્રિયાણીને શીખામણ આપે છે કે—

"હે સખી! તુ ધીરે ધીરે ચાલ, ધીરે ધીરે જ બોલ, કોઈ ઉપર ક્રોધ ન કર, પથ્ય ભોજન કર, નાડી ઢીલીપોચી બાંધ, ખડખડ હસ નહિ, ખુલ્લી જગ્યામા રહે નહિ. પથારીમા સૂઈ રહે, નીચી જગ્યામા ન ઉતર, ઘરથી બહાર ન જા; આ પ્રમાણે ગર્ભના ભારથી મંદ થયેલા ત્રિશલા દેવીને પોતાની સહીયરો શીખામણ આપે છે ॥૧॥"

વળી તે ત્રિશલા ક્ષત્રિયાણી કેવા છે? તે ગર્ભને હિતકર, પરમાણયુક્ત એટલે ન્યૂનાધિક રહિત, પથ્ય એટલે આરોગ્ય કરનાર, અને ગર્ભને પોષણ આપનાર એવો જે આહાર, તેવા પ્રકારના આહારને ઉચિત સ્થાનમાં અને ઉચિત કાળમાં એટલે ભોજન સમયે કરતા રહે છે વળી તે ત્રિશલા ક્ષત્રિયાણી કેવા છે? દોષ રહિત અને સુકોમળ એવાં જે શયન અને આસન, તેઓએ કરીને, તથા પોતાના પરિવાર સિવાય બીજા માણસો રહિત હોવાથી નિર્જન એકાંતવાળી, અને તેથી જ સુખ ઉપજાવનારી, તથા મનને અનુકૂળ એટલે ચિત્તને આનંદ ઉપજાવનારી, આવા પ્રકારની હાલવા-ચાલવાની તથા બેસવા-ઉઠવાની જગ્યા વડે સુખપૂર્વક રહે છે વળી તે ત્રિશલા ક્ષત્રિયાણી કેવા, છે? ગર્ભના પ્રભાવથી થયેલા છે પ્રશસ્ત દોહદા એટલે મનોરથો જેને એવા ત્રિશલા. માતાને આવા પ્રકારના દોહલા થયાં—

ત્રિશલા ક્ષત્રિયાણી મનોરથ કરે છે કે હું ચારે દિશાઓમાં અમારિ પહડ વગડાવું, દાન આપું, સદ્‌ગુરૂઓનો સમ્યક્ પ્રકારે પુજન-સત્કાર કરૂ, તીર્થંકરની પૂજા કરૂં અને સંઘને વિષે મહોત્સવપૂર્વક બહુ પ્રકારે સાધર્મિક વાત્સલ્ય કરૂં ॥૧॥

વળી હુ સિંહાસન ઉપર બેસીને મસ્તક ઉપર ઉત્તમ છત્રને ધારણ કરતી છતી, બન્ને પડખે ચામરો વડે શરીરે વીંજાતી છતી, અને નમન કરતા રાજાઓના મુગટના મણિઓ વડે રમણીય બન્યું છે પાદપીઠ જેણીનુ એવી હુ ઉદય પામી છતી બધા ઉપર સમ્યક્ પ્રકારે હુકમ ચલાવુ ॥૨॥"

વળી હુ હાથીના મસ્તક પર બેસીને ધ્વજાઓને ફરકાવતી છતી, વાજિંત્રોના અવાજથી દિશાઓને પૂરતી છતી અને લોકો વડે હર્ષથી 'જય જય' એ પ્રમાણે શબ્દો વડે સ્તુતિ કરાતી છતી ઉદ્યાનક્રીડાને અનુભવુ ॥૩॥"

વળી તે ત્રિશલા ક્ષત્રિયાણી કેવાં છે? સિદ્ધાર્થ રાજાએ સર્વ મનોરથો પૂરા કરવાથી સંપૂર્ણ થયેલા દોહલાવાલાં, ઈચ્છિત પદાર્થો પ્રાપ્ત થવાથી સન્માન પામેલા દોહલાવાળાં કોઈ પણ દોહલાની અવગણના નહિ થવાથી અવિમાનિત એટલે અવગણના રહિત થયેલા દોહલાવાલા, અર્થાત્ જે જે મનોરથ થાય તે તે મનોરથ પૂરા કરવા ક્ષણવાર પણ વિલંબ કર્યો નથી, થયેલા મનોરથોને એવા સંપૂર્ણ પ્રકારે પૂરા કર્યા કે જેથી તેમને ફરીથી મનોરથની ઈચ્છા ન થાય, અને તેથીજ હવે દોહલા વિનાના ત્રિશલા ક્ષત્રિયાણી ગર્ભને બીલકુલ બાધા ન ઉપજે તેવી રીતે સુખપૂર્વક તકીયો થાંભલો વિગેરે ઓઠીગણનો આશ્રય લે છે નિદ્રા લે છે, ઉભા થાય છે બેસે છે, નિદ્રા રહિત શય્યામાં આલોટે છે, અને જમીન ઉપર હાલે છે-ચાલે છે. આવી રીતે ત્રિશલા ક્ષત્રિયાણી સુખપૂર્વક તે ગર્ભને વહન કરે છે ॥૯૫॥

તે કાલે અને તે સમયે શ્રમણ ભગવાન્ મહાવીર ઉનાળાનો પહેલો માસ બીજું પખવાડીયું એટલે ચૈત્ર માસનું શુક્લપખવાડીયું તેની તેરશ તિથિને વિષે નવ માસ બરાબર સંપૂર્ણ અને સાડા સાત દિવસ ગયે છતે, સૂત્રકારે આ પ્રમાણે શ્રી મહાવીર પ્રભુની ગર્ભસ્થિતિનો કાળ કહ્યો, ચોવીશે તીર્થંકરની ગર્ભ-સ્થિતિનો કાલ શ્રીસોમતિલકસૂરિએ સપ્તતિશતસ્થાનક નામના ગ્રન્થમાં નીચે મુજબ કહ્યો છે—

શ્રીઋષભદેવ પ્રભુ નવ માસ અને ચાર દિવસ ગર્ભમાં રહ્યા ૧, અજિતનાથ પ્રભુ આઠ માસ અને પચ્ચીશ દિવસ ૨, સંભવનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ૩, અભિનંદન પ્રભુ આઠ માસ અને અઠયાવીશ દિવસ ૪, સુમતિનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ૫, પદ્મપ્રભ પ્રભુ નવ માસ અને છ દિવસ, ૬, સુપાર્શ્વનાથ પ્રભુ નવ માસ અને ઓગણીશ દિવસ ૭, ચંદ્રપ્રભ પ્રભુ નવ માસ અને સાત દિવસ ૮, સુવિધિનાથ પ્રભુ આઠ માસ અને છવ્વીસ દિવસ૯, શીતલનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ૧૦, શ્રેયાંસનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ૧૧, વાસુપૂજ્ય પ્રભુ આઠ માસ અને વીશ દિવસ ૧૨, વિમલનાથ પ્રભુ આઠ માસ અને એકવીશ દિવસ ૧૩, અનંતનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ૧૪, ધર્મનાથ પ્રભુ આઠ માસ અને છવ્વીસ દિવસ ૧૫, શાન્તિનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ૧૬, કુંથુનાથ પ્રભુ નવ માસ અને પાંચ દિવસ ૧૭, અરનાથ પ્રભુ નવ માસ અને આઠ દિવસ ૧૮, મલ્લિનાથ પ્રભુ નવ માસ અને સાત દિવસ ૧૯, મુનિસુવ્રત પ્રભુ નવ માસ અને આઠ દિવસ ૨૦, નમિનાથ પ્રભુ નવ માસ અને આઠ

૧. અહીં દરેક તીર્થંકરનો ગર્ભસ્થિતિનો કાળ જેટલા માસ તથા પૂરેપૂરા થયા તેમ કહ્યા છે. તે ઉપરાંતનો અર્ધો દિવસ વિવક્ષિત નહિ હોવાથી કહ્યો નથી, તે સંભવ પ્રમાણે પોતાની મેળે સમજી લેવો !

દિવસ ૨૧, નેમિનાથ પ્રભુ નવ માસ અને આઠ દિવસ ૨૨, પાર્શ્વનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ૨૩ તથા શ્રી મહાવીર પ્રભુ નવ માસ અને સાત દિવસ ગર્ભવાસમાં રહ્યા ॥ ૨૪ ॥

વળી શ્રીમહાવીર પ્રભુના જન્મસમયે ગ્રહો વિગેરે કેવા હતા? તે કહે છે–

ગ્રહો ઉચ્ચ સ્થાનમાં રહ્યે છતે, ચંદ્રનો ઉત્તમ યોગ પ્રાપ્ત થતાં, રજોવૃષ્ટિયાદિ રહિત હોવાથી સૌમ્ય એટલે તદ્દન શાંત, ભગવંતના જન્મ સમયે સર્વ સ્થલે ઉદ્યોત થવાથી વિતિમિર એટલે અંધકાર રહિત, અથવા ચંદ્રની ચાંદની ખીલવાથી અંધકાર રહિત, અને ઉલ્કાપાત ધરતીકંપ દિગ્દાહ વિગેરે ઉપદ્રવોરહિત હોવાથી વિશુદ્ધ એટલે નિર્મલ; આવા પ્રકારની દિશાઓ થયે છતે, વળી સર્વ પક્ષીઓ જયકારી શબ્દો બોલતે છતે, દક્ષિણ દિશાનો સુંગધી અને શીતલ હોવાથી અનુકૂલ એટલે સુખકારી, અને કોમલ હોવાથી પૃથ્વીને મંદ મંદ સ્પર્શ કરી રહેલો, આવા પ્રકારનો પવન વાયે છતે, સર્વ પ્રકારના ધાન્યાદિથી ભરપૂર પૃથ્વીવાળો કાળ થયે છતે, સુકાલ આરોગ્ય વિગેરે સાનુકૂલ સંયોગોથી હર્ષ પામેલા, અને વસંતોત્સવાદિથી ક્રીડા કરી રહેલા, એવા પ્રકારના દેશવાસી લોકો હોતે છતે, મધ્યરાત્રિને વિષે ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સાથે ચંદ્રનો યોગ પ્રાપ્ત થતાં આરોગ્યવાળાં એટલે જરા પણ પીડા રહિત એવા તે ત્રિશલા ક્ષત્રિયાણીએ અબાધા રહિત એવા પુત્રને જન્મ આપ્યો ॥ ૯૬ ॥

પુરિમચરિમાણ કપ્પો વદ્ધમાણતીત્થંપી.
ઇહ પરિકહિયા જીણ ગણહરા, થેરા વળી ચારઅંમિ

# અથ પંચમ વ્યાખ્યાનમ્

જે રાત્રિને વિષે શ્રમણ ભગવાન્ મહાવીર જન્મ્યા તે રાત્રિ પ્રભુના જન્મોત્સવ માટે નીચે ઉતરતા અને ઉંચે ચડતા એવા ઘણા દેવો અને દેવીઓથી જાણે અતિશય આકુલ થઈ હોયની !, તથા આનંદથી ફેલાઈ રહેલા હાસ્યાદિ અવ્યક્ત શબ્દોથી જાણે કોલાહલમય બની ગઈ હોયની ! એવી થઈ.

આ સૂત્ર વડે, દેવતાઓએ પ્રભુનો જન્મોત્સવ વિસ્તાર સહિત કર્યો એમ સૂચવ્યુ, તે વિસ્તાર આ પ્રમાણે—

પ્રભુના જન્મ સમયે અચેતન પણ દિશાઓ જાણે હર્ષિત થઈ હોયની ! એવી રમણીય દેખાવા લાગી, વાયરો સુખકર અને મંદ મંદ વાવા લાગ્યો, ત્રણે જગત ઉદ્યોતમય થઈ ગયા, આકાશમાં દુંદુભિના કર્ણપ્રિય નાદ થવા લાગ્યા, પૃથ્વી ઉચ્છ્વાસને પામી, અને દુઃખવ્યાપ્ત નારકીના જીવોને પણ તે સમયે આનંદ પ્રવર્ત્યો.

તીર્થંકરના જન્મના સૂતિકર્મ માટે પહેલાં તો છપ્પન દિક્કુમારીઓ આવીને પોતાનો શાશ્વત આચાર કરે છે. તે આ પ્રમાણે—

શ્રી મહાવીર પ્રભુના જન્મ સમયે છપ્પન દિક્કુમારીઓના આસન કંપવાથી અવધિજ્ઞાનથી શ્રી અરિહંત પ્રભુનો જન્મ થયેલો જાણી તે છપ્પન દિક્કુમારીઓ હર્ષપૂર્વક સૂતિકાઘરને વિષે આવી. તેઓમાં—

॥१४१॥

ભોગકરા ભોગવતી સુભોગા ભોગમાલિની સુવત્સા વત્સમિત્રા પુષ્પમાલા અને અનિંદિતા, એ નામની આઠ દિક્કુમારીઓએ અધોલોક થકી આવીને પ્રભુને તથા પ્રભુની માતાને નમસ્કાર કરીને ઇશાન દિશામાં સૂતિકાઘર બનાવ્યુ, તથા તે સૂતિકાઘરથી એક યોજન સુધી ચારે તરફ જમીનને સંવર્ત વાયુ વડે શુદ્ધ કરી ॥ ૮ ॥

મેઘકરા મેઘવતી સુમેઘા મેઘમાલિની તોયધારા વિચિત્રા વારિષેણા અને બળાહિકા, એ નામની આઠ દિક્કુમારીઓ ઉર્ધ્વલોક થકી આવીને પ્રભુને તથા પ્રભુની માતાને નમન કરીને સુગંધી જળ તથા પુષ્પોની વૃષ્ટિ કરી ॥ ૧૬ ॥

નંદા ઉત્તરાનંદા આનંદા નંદિવર્ધના વિજયા વૈજયંતી જયંતી અને અપરાજિતા, એ નામની આઠ દિક્કુમારીઓ પૂર્વદિશાના રુચક પર્વત થકી આવીને મુખ જોવા માટે આગળ દર્પણ ધારણ કરે છે ॥૨૪॥

સમાહારા સુપ્રદત્તા સુપ્રબુદ્ધા યશોધરા લક્ષ્મીવતી શેષવતી ચિત્રગુપ્તા અને વસુંધરા, એ નામની આઠ દિક્કુમારીઓ દક્ષિણદિશાના રુચક પર્વત થકી આવીને સ્નાન માટે જળથી ભરેલા કળશોને ધારણ કરી ગીતગાન કરે છે ॥ ૩૨ ॥

ઇલાદેવી સુરાદેવી પૃથ્વી પદ્માવતી એકનાશા નવમિકા ભદ્રા અને સીતા એ નામની આઠ દિક્કુમારીઓ પશ્ચિમદિશાના રુચક પર્વત થકી આવીને પ્રભુને તથા માતાને પવન નાખવા માટે હાથમા વીંજણા લઇને ઉભી રહે છે ॥ ૪૦ ॥

અલંબુસા મિતકેશી પુંડરીકા વારુણી હાસા સર્વપ્રભા શ્રી અને હ્રી, એ નામની આઠ દિક્કુમારીઓ

ઉત્તરદિશાના રુચક પર્વતથી આવીને ચામર વીંઝે છે ॥ ૪૮ ॥

ચિત્ર ચિત્રકનકા શતેરા અને વસુદામિની, એ નામની ચાર દિક્કુમારીઓ રુચક પર્વતની વિદિશાઓ થકી આવીને હાથમાં દીપક લઈ ઈશાન વિગેરે વિદિશાઓમાં ઉભી રહે છે ॥ ૫૨ ॥

રૂપા રૂપાસિકા સુરૂપા અને રૂપકાવતી, એ નામની ચાર દિક્કુમારીઓએ રુચકદ્વીપ થકી આવીને ભગવંતના નાળને ચાર અંગુળથી છેટે છેદીને ખોદેલા ખાડામાં દાટી તથા તે ખાડાને વૈડૂર્ય રત્નોથી પૂરીને તે ઉપર પીઠ બનાવ્યું, અને તે દૂર્વાથી બાંધ્યું ॥ ૫૬ ॥

ત્યાર પછી તે દિક્કુમારીઓ જિનેશ્વર પ્રભુના જન્મઘરની પૂર્વદિશા દક્ષિણદિશા અને ઉત્તરદિશામાં કેળનાં ત્રણ ઘર બનાવે છે, તેઓમાંથી દક્ષિણદિશા તરફના ઘરમાં સિંહાસન ઉપર પ્રભુને તથા માતાને બેસાડી બંનેને સુગંધી તેલથી મર્દન કરે છે, ત્યાર પછી પૂર્વદિશા તરફના કેળના ઘરમાં લઈ જઈને સ્નાન કરાવી વિલેપન કરી કપડાં તથા આભૂષણો પહેરાવે છે, ત્યાર પછી ઉત્તરદિશામાં બનાવેલા કેળના ઘરમાં લઈ જઈને ભગવંતને તથા માતાને સિંહાસન ઉપર બેસાડી, અરણિનાં બે કાષ્ઠો ઘસીને તેમાંથી અગ્નિ નીપજાવી ઉત્તમ ચંદન વડે હોમ કરી, તે અગ્નિની રાખ વડે દિક્કુમારીઓ પ્રભુને તથા માતાને હાથે રક્ષાપોટલી બાંધે છે. ત્યાર પછી તે દિક્કુમારીઓ રત્નના બે ગોળાઓ અફળાવતી છતી "તમે પર્વત જેટલા દીર્ઘાયુષી થાઓ,' એમ કહીને પ્રભુને તથા માતાને જન્મસ્થાનકે મૂકીને પોતપોતાની દિશામાં રહી ગીતગાન કરે છે. એ પ્રત્યેક દિક્કુમારી સાથે ચાર હજાર સામાનિક દેવો, ચાર મહત્તરાઓ, સોળ હજાર અંગરક્ષકો, સાત સેનાઓ, સાત સેનાપતિ તણા બીજા પણ મહર્દ્ધિક દેવો હોય છે. વળી તે દિક્કુમારીઓ

॥૧૪૩॥

આભિયોગિક દેવોએ બનાવેલા યોજન પ્રમાણે વિમાનોમા બેસીને જન્મ મહોત્સવ કરવા આવે છે એવી રીતે દિક્કુમારીઓએ મહોત્સવ કર્યો.

ત્યાર પછી સૌધર્મેન્દ્રનુ પર્વત સમાન નિશ્ચલ પણ શક્ર નામનુ સિંહાસન ચલાયમાન થયુ, ત્યારે ઇન્દ્રે અવધિજ્ઞાનથી ઉપયોગ મૂકી ચરમ જિનેશ્વરનો જન્મ થયેલો જાણ્યો. ત્યાર પછી ઇન્દ્રે હરિણેગમેષી દેવ પાસે એક યોજન પરિમંડળવાળો સુઘોષા નામનો ઘંટ વગડાવ્યો, અને તેથી સર્વ વિમાનોમાં રહેલા ઘંટ વાગવા લાગ્યા પોતપોતાના વિમાનમાં થતાં ઘંટ નાદથી દેવો ઇન્દ્રનુ કાર્ય જાણી એકઠા થયા, ત્યારે હરિણેગમેષીએ ઇન્દ્રનો હુકમ સંભળાવ્યો તીર્થંકરનો જન્મ મહોત્સવ કરવાને જવા માટે ઇન્દ્રનો હુકમ સાભળી તે દેવો હર્ષવંત થયા છતાં ચાલવાની તૈયારી કરવા લાગ્યા હવે પાલક નામના દેવે બનાવેલા અને લાખ યોજનના પ્રમાણવાળા પાલક નામના વિમાન ઉપર ચડીને ઇન્દ્ર સિંહાસન ઉપર બેઠો તે પાલક વિમાનમાં ઇન્દ્રના સિંહાસનની સન્મુખ ઇન્દ્રની આઠ અગ્રમહિષીઓનાં આઠ ભદ્રાસન હતાં ડાબી બાજુમાં ચોરાશી હજાર ભદ્રાસન હતાં જમણી બાજુમાં અભ્યંતર પર્ષદાના બાર હજાર ભદ્રાસન, મધ્યમ પર્ષદાના ચૌદ હજાર દેવોના ચૌદ હજાર ભદ્રાસન, અને બાહ્ય પર્ષદાના સોળ હજાર ભદ્રાસન હતા. પાછળના ભાગમા સાત સેનાપતિઓના સાત ભદ્રાસન હતાં અને ચારે દિશાઓમાં પ્રત્યેક દિશાને વિષે ચોરાસી હજાર આત્મરક્ષક દેવોનાં ચોરાસી હજાર ભદ્રાસન હતાં. આ પ્રમાણે પોતાના પરિવારના દેવોથી અને બીજા પણ કરોડો દેવોથી પરિવરેલો, તથા ગવાતા છે ગુણો જેના તે ઇન્દ્ર ત્યાંથી ચાલ્યો, તથા બીજા પણ દેવો ત્યાંથી ચાલવા લાગ્યા કેટલાયેક દેવો ઇન્દ્રના હુકમથી ચાલ્યા, કેટલાયેક મિત્રના વચનથી, કેટલાયેક પોતાની પ્રિયાની પ્રેરણાથી, કેટલાયેક આત્મિકભાવથી, કેટલાયેક કૌતુકથી, કેટલાયેક અપૂર્વ આશ્ચર્યથી, અને કેટલાયેક ભક્તિથી, આવી

રીતે સર્વ દેવો વિવિધ પ્રકારના વાહન ઉપર બેઠા છતા ચાલવા લાગ્યા. તે વખતે વાગી રહેલા ભિન્ન ભિન્ન જાતિના વાજિંત્રોથી, ઘંટનાદોથી, અને દેવોના કોલાહલથી આખું બ્રહ્માંડ શબ્દમય બની ગયું. તેઓમાંથી સિંહની સવારી કરનારને કહે છે કે, તારો હાથી દૂર હઠાવી લે, નહિંતર મારો આ મદોન્મત્ત કેસરી મારી નાખશે, એવી રીતે પાડાની સવારી કરનાર ઘોડેસ્વારને, ગરુડની સવારી કરનાર સર્પની સવારી કરનારને, અને ચિતરાની સવારી કરનાર બકરાની સવારી કરનારને પોતાનું વાહન દૂર હટાવી લેવા આદર સહિત કહે છે. તે વખતે દેવોના કરોડો વિમાનો અને વિવિધ જાતિના વાહનો વડે વિશાળ આકાશમાર્ગ પણ અતિશય સાંકડો થઈ ગયો. કેટલાયેક દેવો તો આવા સંકડાશવાળા માર્ગમાં પણ મિત્રોને ત્યજી ચતુરાઈથી પોતપોતાના વાહનને અગાડી કરી ચાલતા થયા આવી રીતે સ્પર્ધાસ્પર્ધીથી અગાડી અગાડી ચાલતા દેવોમાં કોઈ દેવને તેના મિત્રે કહ્યુ કે, 'મિત્ર ! જરા મારે માટે થોડી વાર તો થોભ ?, હું પણ તારી સાથે જ આવું છું'. ત્યારે તે અગાડી નીકળી ગયેલા દેવે કહ્યુ કે, આ અવસર મહાપુણ્યયોગે પ્રાપ્ત થયો છે, ને કોઈ આગળ જઈને પહેલાં જ પ્રભુનું દર્શન કરશે તેને મહાભાગ્યશાળી સમજવો, માટે અત્યારે તો હું તારા માટે થોભીશ નહિ' એમ કહી તે આગળ ચાલવા લાગ્યો, પણ મિત્રની રાહ જોઈ નહિ. વળી તેઓમાં જેમનાં વાહન વેગવાળાં અને જોરાવર હતાં, તથા પોતે પણ બલિષ્ઠ હતા, તેઓ તો બધાઓ કરતાં સપાટાબંધ આગળ નીકળી જવા લાગ્યા, તે વખતે જેઓ નિર્બળ હતા તેઓ સ્ખલના પામતા છતા અને ગુચવાઈ ગયા છતાં કહેવા લાગ્યા કે—

'અરેરે ! શુ કરીએ ?, આજે તો આકાશ સાંકડું થઈ ગયું છે! ત્યારે વળી બીજા દેવો તેમને સાન્ત્વના આપતા છતા કહેવા લાગ્યા કે—

'હમણાં તો અવસરને માન આપી મૌન થઈને જ ચાલો, પર્વના દિવસો તો એવી રીતે સાંકડા જ હોય છે'. આવી રીતે આકાશમાથી ઉતરતા દેવોના મસ્તક પર પડતા ચન્દ્રકિરણોથી તેઓ નિર્જર એટલે જરા રહિત હોવા છતાં જાણે જરાયુક્ત થયા હોયની! એવા દેખાવા લાગ્યા, અર્થાત્ મસ્તકે પળી આવી ગયા હોયની! એવા દેખાવા લાગ્યા વળી આકાશથી ઉતરતા તે દેવોના મસ્તકે સ્પર્શતા તારાઓ રૂપાના ઘડા સદૃશ, કંઠે સ્પર્શતા તારાઓ કઠા સદૃશ, અને શરીરે સ્પર્શતા તારાઓ પરસેવાના બિન્દુએ સદૃશ શોભવા લાગ્યા આવી રીતે દેવોથી પરિવરેલો ઇન્દ્ર નદીશ્વરદ્વીપ પાસે આવી વિમાનને સંક્ષેપીને ભગવંતના જન્મસ્થાનકે આવ્યો અને વિમાનમાંથી ઉતરી જિનેશ્વરને તથા જિનેશ્વરની માતાને ત્રણ પ્રદક્ષિણા દઈ વંદન-નમસ્કાર કરી આ પ્રમાણે બોલ્યો કે—"કુખમાં રત્નને ધારણ કરનારી અને જગતમાં દીપિકા સદૃશ હે માતા! તમને નમસ્કાર કરૂ છુ હુ દેવોનો સ્વામી શકેન્દ્ર છું, તમારા પુત્ર છેલ્લા તીર્થંકરનો જન્મ મહોત્સવ કરવાને હું પ્રથમ દેવલોકથી અહી આવ્યો છું, માટે હે માતા ! તમે કોઈ પ્રકારે ભય રાખશો નહિ". એ પ્રમાણે કહીને ઇન્દ્રે ત્રિશલામાતાને અવસ્વાપિની નિદ્રા આપી, અને જિનેશ્વર પ્રભુનુ પ્રતિબિંબ કરીને માતા પાસે રાખ્યુ. ત્યાર પછી જિનેશ્વર પ્રભુને કરસંપુટમાં ગ્રહણ કરી સઘળો લહાવો-લાભ પોતે જ લેવા માટે ઇન્દ્રે પોતાનાં પાંચ રૂપ કર્યાં. તે પાંચ રૂપોમાં ઇન્દ્રે પોતાના એક રૂપે પ્રભુને ગ્રહણ કર્યા, બે રૂપે બન્ને પડખે રહીને ચામર વીજવા લાગ્યો, એક રૂપે પ્રભુને મસ્તકે છત્ર ધારણ કર્યું, અને એક

રૂપે વજ્ર ધારણ કરીને અગાડી ચાલવા લાગ્યો. હવે ઇન્દ્રની સાથે ચાલતા દેવોમાં જેઓ અગાડી ચાલે છે તેઓ પછવાડે ચાલનારાઓને ભાગ્યશાળી માને છે, અને પછવાડે ચાલનારા અગાડી ચાલનારાને ધન્ય માને છે; વળી તે દેવોમાંથી જેઓ અગાડી ચાલે છે તેઓ, પ્રભુના તે અદ્‌ભુત રૂપનું દર્શન કરવા માટે પોતાના મસ્તકના પછવાડેના ભાગમાં પણ નેત્રને ઇચ્છવા લાગ્યા. આ પ્રમાણે વિવિધ ભાવના ભાવી રહેલા દેવોથી પરિવરેલો સૌધર્મેન્દ્ર મેરુ પર્વતના શિખર પર રહેલા પાણ્ડુક નામના વનમાં ગયો, અને ત્યાં મેરુની ચૂલાથી દક્ષિણ ભાગમાં રહેલી અતિપાંડુકબલા નામની શિલા પર જઈ પ્રભુને ખોળામાં લઈ પૂર્વદિશા સન્મુખ બેઠો.

આ વખતે દસ વૈમાનિક, વીશ ભવનપતિ, બત્રીશ વ્યંતર, અને બે જ્યોતિષ્ક, એ પ્રમાણે ચોસઠ ઇન્દ્રો પ્રભુના ચરણ સમીપે એકઠા થયા. ત્યાર પછી અચ્યુતેન્દ્રે આભિયોગિક દેવો પાસે–સુવર્ણના, રૂપાના, રત્નના, સુવર્ણ અને રૂપાના, સુવર્ણ અને રત્નના, રત્ન અને રૂપાના, સુવર્ણ રત્ન અને રૂપાના, તથા માટીના, એવી રીતે એક યોજનના મુખવાળા આઠ જાતિના કલશો, પ્રત્યેક જાતિના એક હજાર ને આઠ આઠ સંખ્યાના મંગાવ્યા વળી ભૃંગાર એટલે કલશવિશેષ, દર્પણ, રત્નના કરંડીયા, સુપ્રતિષ્ઠ એટલે ભાજનવિશેષ થાલ, પાત્રી એટલે ભાજનવિશેષ, અને પુષ્પોની છાબડી વિગેરે પૂજાનાં ઉપકરણો કલશાની પેઠે દરેક આઠ આઠ જાતિના અને પ્રત્યેક જાતિના એક હજાર ને આઠ આઠ સંખ્યાનાં મંગાવ્યાં. વળી માગધ વિગેરે તીર્થોની માટી જળ, ગંગા વિગેરે મહાનદીઓનાં કમલ અને જળ, પદ્માહ્રદ વિગેરેનાં કમલ અને જળ, તથા ક્ષુલ્લહિમવંત વર્ષધર વૈતાઢ્ય વિજય અને વક્ષસ્કારાદિ પર્વતો ઉપરથી સરસવ પુષ્પો સુગંધી પદાર્થો અને સર્વ પ્રકારની ઔષધીઓને મંગાવી લીધી. આભિયોગિક દેવોએ પ્રભુને સ્નાન કરાવવા માટે સર્વ કળશો ક્ષીર

સમુદ્રાદિના જળથી ભરીને તૈયાર રાખ્યા હતા. આવી રીતે અનેક તીર્થોના જળથી ભરેલા કળશો રાખેલા છે વક્ષ સ્થલ પાસે જેઓએ એવા તે દેવો જાણે સંસારસમુદ્રને તરવા માટે ઘડા ધારણ કર્યા હોયની ! એવા શોભવા લાગ્યા. હવે આ અવસરે ભક્તિથી કોમળ ચિત્તવાળા શક્રને શંકા ઉત્પન્ન થઈ કે "લઘુશરીરવાળા પ્રભુ આટલો બધો જળનો ભાર શી રીતે સહન કરી શકશે ?" આ પ્રમાણે ઇન્દ્રને થયેલો સંશય દૂર કરવા માટે પ્રભુએ પોતાના ડાબા પગના અંગુઠાના અગ્રભાગથી મેરુ પર્વતને દબાવ્યો, એટલામાં તો પ્રભુના અતુલ બળથી આખો મેરુ પર્વત કંપી ઊઠ્યો, પર્વતના શિખરો ચોતરફથી પડવા લાગ્યાં, પર્વત કંપાયમાન થતા પૃથ્વી પણ કંપી ઉઠી, સમુદ્ર ખળભળી ગયો, બ્રહ્માંડ ફુટી જાય એવા ઘોર શબ્દ થવા લાગ્યા, અને દેવો પણ ભયવિહ્વળ બની ગયા આ વખતે ઇન્દ્રને ક્રોધ ચડ્યો કે, અરે ! આ પવિત્ર શાન્તિક્રિયા સમયે કોણે ઉત્પાત કર્યો ? એવી રીતે વિચારતા ઇન્દ્ર જ્યારે અવધિજ્ઞાનથી જોયુ ત્યારે પ્રભુના પરાક્રમની લીલા તેના જાણવામા આવી પછી ઇન્દ્રે પ્રભુને કહ્યુ કે, "હે નાથ ! અસામાન્ય એવુ આપનુ માહાત્મ્ય મારા જેવો સામાન્ય પ્રાણી શી રીતે જાણી શકે ?, અહો ! તીર્થંકરનુ અનન્ત બલ મે ન જાણ્યુ, માટે મે જે આવુ વિપરીત ચિંતવ્યુ તે મારૂ મિથ્યા દુષ્કૃત હોજો, હે પ્રભુ ! હુ આપની પાસે મારા અપરાધની ક્ષમા માગુ છુ" આ પ્રમાણે ઇન્દ્રે પ્રભુ પાસે ક્ષમા માગી ત્યાર પછી પહેલા અચ્યુતેન્દ્રે પ્રભુને સ્નાન કરાવ્યુ, અને પછી અનુક્રમે બીજા ઇન્દ્રો યાવત્ છેક ચન્દ્ર સૂર્યાદિકે પ્રભુને સ્નાન કરાવ્યુ ત્યાર પછી શક્ર પોતે ચાર વૃષભનુ રૂપ કરીને તેઓનાં આઠ શીંગડાઓમાં પડતાં જળ વડે પ્રભુને અભિષેક કર્યો. દેવોને જે વિબુધ-પંડિત કહ્યા છે તે સત્ય જ છે, કારણ કે તેઓ ચરમ તીર્થંકરને જળ વડે સ્નાન કરાવતાં

પોતે નિર્મળ બન્યા પછી દેવોએ મંગળદીવો અને આરતિ ઉતારીને નાચ ગાયન વાજિંત્રાદિકથી વિવિધ પ્રકારે મહોત્સવ કર્યો ત્યાર પછી ઇન્દ્રે ગંધકાષાયી નામના દિવ્ય વસ્ત્ર વડે પ્રભુના શરીરને લુછી, ચંદનાદિ વડે વિલેપન કરી, પુષ્પાદિ વડે પૂજા કરી. ત્યાર બાદ પ્રભુની સન્મુખ રત્નના પાટલા પર રૂપાના ચોખાએ કરીને–દર્પણ વર્ધમાન કલશ મત્સ્યયુગલ શ્રીવત્સ સ્વસ્તિક નન્દાવર્ત અને સિંહાસન, એ અષ્ટમંગલ આલેખીને પ્રભુની સ્તુતિ કરી ત્યાર પછી ઇન્દ્રે પ્રભુને માતા પિતા પાસે લાવીને મૂક્યા અને પોતાની શક્તિથી પ્રભુનુ પ્રતિબિંબ તથા અવસ્વાપિની નિદ્રા સંહરી લીધી. ત્યાર પછી ઇન્દ્રે ઓશીકા નીચે બે કુંડલ અને રેશમી કપડાંની જોડી મૂકી, પ્રભુની દૃષ્ટિને વિનોદ આપવા માટે ઉપરના ચંદરવા સાથે સુવર્ણ અને રત્નની હારાથી સુશોભિત એવો દડો લટકાવ્યો, તથા બત્રીસ બત્રીસ ક્રોડ રત્ન સુવર્ણ અને રૂપાની વૃષ્ટિ કરી ત્યાર પછી ઇન્દ્રે આભિયોગિક દેવો પાસે મોટા સાદે આ પ્રમાણે ઉદ્ઘોષણા કરાવી કે–પ્રભુ અને પ્રભુની માતાનુ જે કોઈ અશુભ ચિંતવશે તેના મસ્તકના અર્જુનવૃક્ષની મંજરીની પેઠે સાત ટુકડા થશે". વળી પ્રભુના અંગુઠા પર અમૃત મૂકીને નંદીશ્વર દ્વીપમા અઠ્ઠાઈ મહોત્સવ કરીને સઘળા દેવો પોત પોતાના સ્થાનકે ગયા એવી રીતે દેવોએ શ્રીમહાવીરસ્વામીનો જન્મ મહોત્સવ કર્યો.

આ અવસરે સિદ્ધાર્થ રાજા પાસે પ્રિયંવદા નામની દાસી જલદી દોડી ગઈ, અને પુત્રજન્મની શુભ વધામણી આપી આવી અણમૂલી વધામણી સાંભળી રાજા ઘણો જ હર્ષિત થયો, હર્ષના આવેશથી તેની વાણી પણ ગદ્ગદ શબ્દોવાળી થઈ ગઈ, અને તેના શરીરના રોમાંચ ખડા થઈ ગયા આવી હર્ષદાયી વધામણી આપનારી દાસી પર સિદ્ધાર્થ રાજા ઘણા જ સંતુષ્ટ થયા, અને મુગટ સિવાયના પોતાના સઘળા આભૂષણો

તેણીને બક્ષીસ આપી દીધાં, તથા તેણીને દાસીપણાથી મુક્ત કરી દીધી

જે રાત્રિએ શ્રમણ ભગવાન્ મહાવીર જન્મ્યા તે રાત્રિને વિષે કુબેરની આજ્ઞાને માનનારા ઘણા તિર્યગ્-જૃંભક દેવોએ સિદ્ધાર્થ રાજાના ભુવનમાં રૂપાની, સુવર્ણની, રત્નોની, દેવદૃષ્યાદિ વસ્ત્રોની, ઘરેણાંની, નાગરવેલ પ્રમુખના પત્રોની, પુષ્પોની, ફલોની, શાલિ ઘઉ મગ યવ વિગેરે ધાન્યની, માળાઓની કુષ્ટપુટ કપૂર ચંદનાદિ સુગંધી પદાર્થોની, સુગંધી ચૂર્ણોની, હિંગલોક પ્રમુખ વર્ણોની વૃષ્ટિ, અને દ્રવ્યની ધારબદ્ધ વૃષ્ટિ વરસાવી ॥૯૮॥

ત્યારે પછી તે સિદ્ધાર્થ ક્ષત્રિય, ભવનપતિ વાણવ્યંતર જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોએ તીર્થંકરના જન્માભિષેકનો મહોત્સવ કર્યે છતે પ્રભાતકાળ સમયે નગરના કોટવાળોને બોલાવે છે, કોટવાળોને બોલાવીને તેઓને આ પ્રમાણે કહ્યુ—॥૯૯॥

હે દેવાનુપ્રિયો ! તમે જલદી ક્ષત્રિયકુંડગ્રામ નગરમાં કેદખાનામાં રહેલા કેદીઓને છોડી મૂકો ! રાજનીતિમાં કહ્યુ છે કે–"યુવરાજના અભિષેક વખતે' શત્રુના દેશ પર ચડાઈ કરી વિજય મેળવ્યો હોય ત્યારે, અને પુત્રનાં જન્મ વખતે કેદીઓને મુક્ત કરાય છે" ! આ પ્રમાણે કેદખાનાની શુદ્ધિ કરીને ઘી તેલ વિગેરે રસ માપવાનાં પળીપાલવાં વિગેરે માપને અને ઘઉ ચોખા વિગેરે ધાન્ય માપવાના પાલી–માણું વિગેરે માપને માન કહે છે, તથા ત્રાજવાથી તોલવાના શેર વિગેરે માપને ઉન્માન કહે છે. તે માન તથા ઉન્માનના માપમાં વધારો કરો ! માન અને ઉન્માનના માપમા વધારો કરીને ક્ષત્રિયકુંડપુર નગરને બહારથી તથા અંદરથી વાળી માટી ધૂળ વિગેરે કચરો ફેંકાવી દઈ, સુગંધી પાણી છંટાવી, અને છાણ વિગેરેથી લીંપાવી

સાફ કરો ! વળી શિંગોડાના આકારના ત્રણ ખુણીયે સ્થાને, જ્યાં ત્રણ રસ્તાનો સંગમ થાય તે સ્થાને, જ્યાં ચાર રસ્તાનો સંગમ થાય તે સ્થાને જ્યાં ઘણાં રસ્તાનો સંગમ થાય તે તે સ્થાને ચાર દરવાજાવાળા દેવ મન્દિરાદિને સ્થાને રાજમાર્ગને સ્થાને, તથા સામાન્ય માર્ગને સ્થાને. એ દરેક સ્થાનોને વિષે રસ્તાઓના મધ્યભાગોને અને દુકાનોના માર્ગોને કચરો વિગેરે દૂર ફેંકાવી દઈ, જમીનને સરખી-સપાટ કરાવી. પાણી છટાવી પવિત્ર કરો ! ઉત્સવ જોવા માટે એકઠા થયેલા લોકો બેસીને જોઈ શકે એવી રીતે રસ્તાના કિનારા પર બંધાયેલા માળબંધ માંચડાઓ વડે યુક્ત એવું નગર કરો ! વિવિધ પ્રકારના રંગોથી રંગેલી અને સિંહ હાથી ગરૂડ વિગેરેના ઉત્તમ ચિત્રોથી શોભી રહેલી એવી ધ્વજાઓ અને પતાકાઓ એટલે નાની ધ્વજાઓ વડે નગરને વિભૂષિત કરો ! છાણ વિગેરેથી જમીનને વિલેપન કરાવી, ખડી કલીચૂનો વિગેરેથી ભીંત વિગેરે સ્થાને સફેદાઈ કરાવી જાણે પૂજન કર્યું હોયની ? એવું નગર કરો ! ગોશીર્ષ ચંદન. ઉત્તમ રક્ત ચંદન. અને દર્દર નામના પહાડી ચંદન વડે ભીંતો વિગેરે સ્થળે પાંચ આંગળીઓ અને હથેલીના દીધેલા છાપા વડે યુક્ત એવું નગર કરો ! વળી નગરને કેવું કરો ? ઘરોની અંદર ચોકમાં સ્થાપન કર્યા છે મંગલકળશો જ્યાં એવું, જેમાં પ્રત્યેક ઘરને દરવાજે દરવાજે ચંદનના કળશોથી રમણીય લાગતાં તોરણો બાંધેલા છે એવું, ઉપરથી હેઠ ભૂમિ સુધી લાંબો, વિશાલ, ગોળ આકારનો, અને લટકી રહેલો, આવા પ્રકારનો છે પુષ્પમાલાઓનો સમૂહ જ્યાં એવું, રસસહિત અને સુગંધમય એવા પંચવર્ણી પુષ્પોના સમુહને યોગ્ય યોગ્યસ્થળે ગોઠવેલ હોવાથી સંસ્કાર યુક્ત, કાળો અગરૂ, ઉંચી જાતનો કિંદ્રુ સેલારસ, અને બળી રહેલો દશાંગાદિ ધૂપ, એ બધા પદાર્થોનો બહેક મારી રહેલો અને ચારે તરફ ફેલાઈ રહેલો જે સુગંધ, તે વડે રમણીય, ઉત્તમ ગંધવાળા

જે ઉંચી જાતના ચૂર્ણો, તેઓના સુગંધયુક્ત. સુગંધી પદાર્થોની બનાવેલી જે ગુટિકા, તેની સદૃશ અતિશય સુગંધી, આવા પ્રકારનુ નગર તમે પોતે કરો તથા બીજાઓ પાસે કરાવો ! વળી નગર કેવુ કરો ? નાચ કરાવનારા. નાચ કરનારા, દોર પર ચડી ખેલ કરનારા, મલયુદ્ધ કરનારા, મુષ્ટિથી યુદ્ધ કરનારા, માણસોને હાસ્ય-કુતૂહલ કરાવનારા વિદૂષકો, અથવા જેઓ મુખના ચાળા કરી કૂદી કૂદીને નાચે છે તે-ભાંડ ભવાઇયા, હાથી ઉંટ કે ઉંચા રાખેલા વાંસને ટપી જનારા, નદી વિગેરેને તરનારા રસિક કથાઓ કહેનારા કાવ્ય-કવિત્ત બોલનારા રાસ રમનારા, કોટવાળો, વાંસ પર ચડી તેના અગ્રભાગ પર ખેલનારા, ચિત્રપટ હાથમા રાખી ભિક્ષા માગનારા-ગૌરીપુત્રો, ચામડાની મસકને વાયરાથી ભરી બજાવનારા, વીણા વગાડનારા, તથા અનેક જે તાળીઓ વગાડી નાચ કરનારા, અથવા તાળી વગાડતા છતા કથા કહેનારા, એવી રીતે ક્ષત્રિયકુંડગ્રામનગરને અનેક પ્રકારના રમ્મત-ગમ્મત કરનારા લોકો વડે યુક્ત તમે પોતે કરો તથા બીજાઓ પાસે કરાવો ! ઉપર મુજબ કાર્યો તમે પોતે કરીને બીજાઓ પાસે કરાવીને હજારો ધોસરા તથા હજારો મુશલ એટલે સાંબેલાને ઉંચા કરાવો. એટલે આ મહોત્સવના દિવસોમાં ગાડી હાકવી, હળથી ખેડવુ, સાંબેલાથી ખાંડવુ-પીસવુ, વિગેરે કાર્યો બંધ રખાવો ધોસરા અને મુશલને ઉંચા રખાવી મારી આ આજ્ઞાને પાછી આપો, એટલે કે મારી આજ્ઞા મુજબ દરેક કાર્યો કરીને પાછા આવી મને નિવેદન કરો ॥ ૧૦૦ ॥

ત્યાર પછી તે કૌટુંબિક પુરુષો સિદ્ધાર્થ રાજા વડે આ પ્રમાણે કહેવાયા છતા હર્ષિત થયા, સંતોષ પામ્યા, યાવત્ પ્રફુલ્લિત હૃદયવાળા થઈને બે હાથ જોડી, યાવત્ દસે નખ ભેગા કરી, આવર્ત કરી, મસ્તકે અંજલિ જોડીને 'જે આપ સ્વામી આજ્ઞા કરો છો તે મુજબ કરશુ' એ પ્રમાણે સિદ્ધાર્થ રાજાની આજ્ઞાના

વચનને વિનય પૂર્વક સ્વીકારે છે. સ્વીકારીને જલદી ક્ષત્રિયકુંડપુર નગરમા જઈને કેદખાનામા રહેલા કેદીઓને છોડી મૂકે છે, યાવત્ સિદ્ધાર્થ રાજાએ ફરમાવેલા દરેક કાર્યો સંપૂર્ણ કરી ધોસરા અને સાંબેલાને ઉંચા કરાવીને જ્યાં સિદ્ધાર્થ ક્ષત્રિય છે, ત્યાં આવે છે આવીને બે હાથ જોડી, યાવત્ દશે નખ ભેગા કરી, મસ્તકે આવર્ત કરી, અંજલિ જોડીને સિદ્ધાર્થ ક્ષત્રિય રાજાની તે પૂર્વે કહેલી આજ્ઞાને પાછી આપે છે, એટલે 'આપની આજ્ઞાનુસાર અમે દરેક કાર્યો કર્યાં' એ પ્રમાણે નિવેદન કરે છે ॥૧૦૧॥

ત્યાર પછી તે સિદ્ધાર્થ રાજા જ્યાં કસરતશાળા છે ત્યાં આવે છે. આવીને ત્યાં કસરત કરી, તેલથી મર્દન કરાવી, સ્નાન કરવાના ઘરમા સ્નાન કરી, ચંદનાદિથી શરીરે વિલેપન કરી ઉત્તમ વસ્ત્રો તથા મૂલ્યવાળા આભૂષણો પહેરી યાવત્-સર્વ પ્રકારની ઋદ્ધિ, ઉચિત સર્વ વસ્તુઓનો સંયોગ, પાલખી ઘોડા, વિગેરે સર્વ પ્રકારનાં વાહન, પરિવારાદિ સર્વ સમુદાય, અને સર્વ અવરોધ એટલે અંતઃપુર વડે યુકત થયેલો એવો તે સિદ્ધાર્થ રાજા કઈ કઈ સામગ્રી વડે યુકત છે? તે કહે છે-સર્વ જાતનાં, પુષ્પ, સુગંધી પદાર્થો, વસ્ત્રો, માળાઓ, અને અલંકારાદિરૂપ શોભા વડે યુકત, સર્વ પ્રકારના વાજિત્રોના શબ્દ અને પ્રતિશબ્દ એટલે પડઘાઓ વડે યુકત, છત્રાદિ રૂપ મહાન્ ઋદ્ધિ, ઉચિત એવી વસ્તુઓની મહા ઘટના, મોટુ સૈન્ય, પાલખી ઘોડા વિગેરે ઘણાં વાહન, પરિવારાદિ મોટો સમુદાય, અને ઉત્તમ વાજિત્રોનો એકી સાથે વાગી રહેલો જે મોટો ધ્વનિ તે વડે યુકત છે. વળી તે સિદ્ધાર્થ રાજા કેવા છે? શંખ, ડંકો-નગારૂ, નોબત, હુડુક્ક નામનુ વાજિંત્ર, ઢોલ, મૃદંગ, અને દુંદુભિ નામનુ દેવવાદ્ય, એ સર્વ વાજિંત્રોના જે ગંભીર અવાજ અને તેઓના પડઘારૂપ થતો જે પ્રતિધ્વનિ, તે વડે યુકત, આવી રીતે સકલ સામગ્રીથી વિભૂષિત થયેલા સિદ્ધાર્થ રાજા દસ દિવસ સુધી

મહોત્સવરૂપ કુલમર્યાદા કરે છે કેવા પ્રકારની કુલમર્યાદા કરે છે? તે હવે કહે છે-શહેરમાં વેચાવાને આવતા કરીયાણાની જકાત માફ કરી, ગાય વિગેરે ઉપર લેવાતો કર બંધ કર્યો, ખેડુતો પાસેથી ખેડનો લેવાતો ભાગ માફ કર્યો, જે મનુષ્યોને જે ચીજ જોઈએ તેમને બજારમાંથી મૂલ્ય દીધા વિનાજ લેવાની છૂટ આપી, અને તે ચીજોની જે કિંમત હોય તે પોતાના ખજાનામાથી આપવાનો બંદોબસ્ત કર્યો, ખરીદ-વેચાણ બંધ કરાવ્યુ, જેને જે ચીજ જોઇએ તેની કિંમત કર્યા વિના જ તે લઈ આવે, અને વેપારીને રાજ્યની તીજોરીમાંથી નાણા મળી જાય, સિપાઈ અમલદાર વિગેરે કોઇ પણ રાજ પુરુષ કોઈના પણ ઘરમાં પ્રવેશ ન કરી શકે એવા બંદોબસ્તવાળી કુલમર્યાદા કરી વળી કેવા પ્રકારની કુલમર્યાદા કરી?—ગુન્હા મુજબ રાજાને ધન આપવુ પડે તે દંડ, અને મોટો ગુન્હો થવા છતાં રાજાને થોડુ ધન આપવુ તે કુદંડ, આવા દંડ અને કુદંડવડે રહિત એવો, એટલે દસ દિવસ સુધી દરેકના દંડ માફ કર્યા ઋણરહિત એવી, એટલે દરેક દેવાદારોનુ કરજ રાજ્ય તરફથી ચૂકવી આપી ઋણ મુકત કરનારી એવી કુલમર્યાદા કરી રમણીય ગણિકાઓ વડે સહિત જે નાટકનાં પાત્રો, તેઓ વડે યુકત એવી નાચ કરનારા અનેક નર્તકો વડે સેવાયેલી, જેની અંદર મૃદંગ બજાવનારા નિરંતર મૃદંગો બજાવી રહ્યા છે એવી, વિકસ્વર બનેલી પુષ્પમાલાઓ વાળી, પ્રસન્ન થયેલા અને તેથી જ અહીથી તહી ફરી રમ્મત ગમ્મત કરનારા શહેરીઓ અને દેશવાસીલોકોવાળી, આવા પ્રકારની મહોત્સવરૂપ કુલમર્યાદાને સિદ્ધાર્થ રાજા દસ દિવસ સુધી કરે છે ॥૧૦૨॥

હવે તે સિદ્ધાર્થ રાજા દસ દિવસ સુધીની મહોત્સવરૂપ કુલમર્યાદા પ્રવર્તે છતે સેંકડો હજારો અને લાખો પરિમાણવાળા યાગોને એટલે જિનપ્રતિમાની પૂજાઓને પોતે કરે છે તથા બીજાઓ પાસે કરાવે છે.

આહીં યાગ શબ્દનો 'જિનપ્રતિમાની પૂજા' એ પ્રમાણેજ અર્થ કરવો: કારણ કે, મહાવીર સ્વામીનાં માતા-પિતા પાર્શ્વનાથ પ્રભુનાં સંતાનીય શ્રાવક હતાં, એમ આચારાંગ સૂત્રમા કહ્યુ છે. આ પ્રમાણે આચારાંગ સૂત્રની શાખે તેઓ શ્રાવક હોવાનું નિશ્ચિત હોવાથી અને શ્રાવકને બીજા યાગોનો અસંભવ હોવાથી, આહીં યાગ શબ્દનો 'જિનપ્રતિમાની પૂજા' એવો જ અર્થ કરવો વળી 'યાગ' શબ્દમાં 'યજ' ધાતુ છે, યજ ધાતુનો અર્થ પૂજા થાય છે, તેથી યાગ શબ્દથી 'જિનપ્રતિમાની પૂજા' એવો અર્થ સમજવો. પર્વાદિ દિવસે કાઢેલ દ્રવ્યનું તથા મેળવેલ દ્રવ્યના ભાગનું દાન પોતે આપે છે તથા બીજાઓ પાસે અપાવે છે. વળી સેંકડો હજારો અને લાખો વધામણાંને પોતે ગ્રહણ કરે છે તથા બીજા નોકર વિગેરે પાસે ગ્રહણ કરાવે છે આવી રીતે દસ દિવસ સુધી કુલમર્યાદાને કરતા છતા સિદ્ધાર્થ રાજા વિચરે છે ॥૧૦૩॥

હવે શ્રમણ ભગવાન્ મહાવીરના માતા પિતા પ્રભુના જન્મને પહેલે દિવસે કુલમર્યાદા કરે છે, અર્થાત્ પુત્રજન્મને ઉચિત એવી કુલક્રમથી આવેલી ક્રિયા કરે છે. ત્યાર પછી ત્રીજે દિવસે ચન્દ્રમાં અને સૂર્યના દર્શનરૂપ ઉત્સવવિશેષ કરે છે. તેનો વિધિ આ પ્રમાણે-પુત્રજન્મથી બે દિવસ ગયા બાદ ત્રીજે દિવસે વડિલ ગૃહસ્થ એવો ગુરૂ અરિહંત પ્રભુની પ્રતિમા આગળ સ્ફટિક અથવા રૂપાની બનાવેલી ચન્દ્રમાની પ્રતિમા પ્રતિષ્ઠિત કરી પૂજી વિધિ પૂર્વક સ્થાપન કરે. ત્યાર પછી સ્નાન કરેલી અને વસ્ત્રો તથા આભૂષ

૧ જુઓ શ્રીઆચારાંગસૂત્ર. દ્વિતિય શ્રુતસ્કંધ, ચૂલિકા, પન્દરમું અધ્યયન, પત્ર ૪૨૨. (પ્રકાશક-શ્રીઆગમોદય સમિતિ)

ણોથી વિભૂષિત થએલી એવી પુત્રસહિત માતાને ચન્દ્રનો ઉદય થતાં પ્રત્યક્ષ ચન્દ્રની સન્મુખ લઈ જઈને "ૐ અર્હં ચન્દ્રોઽસિ, નિશાકરોઽસિ, નક્ષત્રપતિરસિ, સુધાકરોઽસિ, ઓષધિગર્ભોઽસિ, અસ્ય કુલસ્ય વૃદ્ધિં કુરુ કુરુ સ્વાહા" ઇત્યાદિચન્દ્રનો મન્ત્ર ઉચ્ચારતો વડિલ માતાને તથા પુત્રને ચન્દ્રનુ દર્શન કરાવે, અને પુત્ર સહિત માતા વડિલને નમસ્કાર કરે ત્યારે આશીર્વાદ આપે કે—

"સર્વ ઓષધીઓ વડે મિશ્રિત કિરણોની પંક્તિ વાળો અને સમગ્ર આપત્તિઓનો વિનાશ કરવામાં કુશળ એવો ચન્દ્ર નિરંતર પ્રસન્ન થઈ, તમારા સકલ વંશને વિષે સર્વ પ્રકારે વૃદ્ધિ કરો."

ત્યાર પછી સ્થાપિત કરેલી ચંદ્રની મૂર્તિને વિસર્જન કરે. એવી જ રીતે સૂર્યનુ પણ દર્શન કરાવે. વિશેષ એટલો કે સૂર્યની મૂર્તિ સુવર્ણની અથવા તાંબાની બનાવવી પુત્ર સહિત માતાને સૂર્ય સન્મુખ લઈ જઈ આ પ્રમાણે મન્ત્ર ભણે–ૐ અર્હં સૂર્યોઽસિ દિનકરોઽસિ, તમોપહોઽસિ, સહસ્રકિરણોઽસિ, જગચ્ચક્ષુરસિ, પ્રસીદ અસ્ય કુલસ્ય તુષ્ટિં પુષ્ટિં પ્રમોદં કુરુ કુરુ સ્વાહા" એ પ્રમાણે સૂર્યનો મન્ત્ર ઉચ્ચારતો તે ગૃહસ્થગુરુ પુત્રને તથા માતાને સૂર્યનુ દર્શન કરાવે, અને પુત્ર સહિત માતા ગુરુને નમસ્કાર કરે ત્યારે ગુરૂ આશીર્વાદ આપે કે—

"સર્વ દેવો અને અસુરોને વંદનીય, અપૂર્વ એવા સર્વ કાર્યો કરાવનારો, અને ત્રણ જગતમાં ચક્ષુ તુલ્ય એવો સૂર્ય પુત્ર સહિત તમોને મંગલ આપનારો થાઓ."

આવી રીતે આશીર્વાદ આપી સ્થાપિત કરેલી સૂર્યની મૂર્તિને વિસર્જન કરે. એવી રીતે ચંદ્ર–સૂર્યના દર્શનનો વિધિ કુલક્રમથી આવેલો જાણવો પણ હાલમાં તો ચન્દ્ર સૂર્યને ઠેકાણે બાળકને આરીસો દેખાડે છે.

ત્યાર પછી પુત્રજન્મને છઠ્ઠે દિવસે પ્રભુના માતા પિતા રાત્રિએ કુલધર્મ પ્રમાણે જાગરણ મહોત્સવ કરે છે. એવી રીતે દરેક પ્રકારની કુલમર્યાદા કરતાં અગીયારમો દિવસ વ્યતિક્રાન્ત થતા અને નાલચ્છેદ વિગેરે અશુચિ એવી જન્મક્રિયાઓ સમાપ્ત કર્યા બાદ, પુત્રજન્મના બારમે દિવસે પ્રભુનાં માતા પિતા પુષ્કળ અશન પાન ખાદિમ અને સ્વાદિમ, એ પ્રમાણે ચારે પ્રકારના આહાર તૈયાર કરાવે છે તૈયાર કરાવીને મિત્રો, જ્ઞાતિ એટલે પોતાની જાતિના મનુષ્યો, પુત્ર-પૌત્રાદિ સ્વકીય મનુષ્યો, સ્વજન એટલે પિત્રાઈઓ, પુત્રી પુત્રાદિના સસરા સાસુ વિગેરે સંબધિઓ, દાસી-દાસ વગેરે પોતાના નોકર-ચાકર અને જ્ઞાતકુલના ક્ષત્રિયોને ભોજનને માટે આમંત્રણ કરે છે-નોતરુ આપે છે. આમંત્રણ કરીને ત્યાર પછી પ્રભુના માતા પિતાએ સ્નાન કર્યું વળી તેઓએ શું શું કર્યું? કરેલ છે બલિકર્મ એટલે ઈષ્ટદેવની પૂજા જેઓએ એવા, વિઘ્નના વિનાશ માટે કર્યો છે તિલક વિગેરે કૌતુકો તથા દહીં ધ્રો અક્ષત વિગેરે મંગલરૂપ પ્રાયશ્ચિત્તો જેઓએ એવા, વળી પ્રભુના માતા પિતા કેવા છે? સ્વચ્છ, જે પહેરીને ભોજનમંડપમા પ્રવેશ થઈ શકે એવાં, અને ઉત્સવાદિ મંગલને સૂચવનારા, આવા પ્રકારનાં ઉત્તમ વસ્ત્રો પહેર્યાં છે જેઓએ એવા, થોડી સંખ્યાવાળા અને ઘણા કિંમતી આભૂષણો વડે શોભાવેલા છે શરીર જેઓએ એવા, આવા પ્રકારના સિદ્ધાર્થરાજા અને ત્રિશલારાણી થઈને ભોજન સમયે ભોજનમંડપમાં આવીને ઉત્તમ આસન પર સુખપૂર્વક બેઠાં, અને ભોજનને માટે આમંત્રણ કરી બોલાવેલા તે મિત્રો, જ્ઞાતિના મનુષ્યો, પુત્ર પૌત્રાદિ સ્વકીય મનુષ્યો પિત્રાઈ વિગેરે સ્વજનો, પુત્રી-પુત્રાદિના સસરા સાસુ વિગેરે સંબધીઓ, દાસી દાસ વિગેરે પરિજનો, અને જ્ઞાતકુલના ક્ષત્રિયો સાથે તે તૈયાર કરાવેલા એવા વિપુલ અશન પાન ખાદિમ અને સ્વાદિમને આસ્વાદન કરતા, એટલે



॥૧૫૭॥

શેરડી વિગેરે જેવા કેટલાક પદાર્થોનો થોડો ભાગ ખાતા અને વિશેષ ભાગનો ત્યાગ કરતા છતા, વિસ્વાદન કરતા, એટલે ખજુર વિગેરે જેવા કેટલાક પદાર્થોનો વિશેષ ભાગ ખાતા અને થોડા ભાગનો ત્યાગ કરતા, લાડુ વિગેરે કેટલાક પદાર્થોને સંપૂર્ણ ખાતા અને કેટલાક સ્વાદિષ્ટ પદાર્થોને પરસ્પર આગ્રહથી આપતા સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા ક્ષત્રિયાણી પોતાના સગાં-સંબંધીઓ અને જ્ઞાતિજનો સાથે આનંદથી ભોજન કરે છે ॥ ૧૦૪ ॥

આવી રીતે જમી-ભોજન કરીને ત્યાર પછી બેઠકને સ્થાને આવી તેઓએ શુદ્ધ જળથી આચમન કર્યું, મુખમા ભરાઈ ગયેલ ભાત વિગેરે અનાજને દૂર કરી ચોખ્ખા થયા, અને તેથીજ પરમ પવિત્ર થઇને તે મિત્રો, જ્ઞાતિના મનુષ્યો, પુત્ર-પૌત્રાદિ સ્વકીય મનુષ્યો, સ્વજનો, સંબંધીઓ, પરિજનો, અને જ્ઞાતકુલના ક્ષત્રિયોનો પુષ્કળ ઉત્તમ પ્રકારના પુષ્પો વડે, વસ્ત્રો વડે, સુગંધી ચૂર્ણો વડે, પુષ્પોની ગુંથેલી માળાઓ વડે, અને વિવિધ પ્રકારનાં આભૂષણો વડે સત્કાર કરે છે, તથા વિનયપૂર્વક નમ્રવચનોથી તેમનુ સન્માન કરે છે. સત્કાર અને સન્માન કરીને તેજ મિત્રો, જ્ઞાતિના મનુષ્યો, પુત્ર-પૌત્રાદિ સ્વકીય મનુષ્યો, સ્વજનો, સંબંધીઓ, પરિજનો, અને જ્ઞાતકુલના ક્ષત્રિયોની આગળ સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા ક્ષત્રિયાણી આ પ્રમાણે બોલ્યાં કે—॥૧૦૫॥

હે દેવાનુપ્રિયો! અમારો આ બાળક ગર્ભમાં આવ્યે છતે પહેલાં પણ એટલે બાળક ગર્ભમાં હતો ત્યારે પણ અમોને આવા સ્વરૂપનો આત્મવિષયક યાવત્-ચિંતિત પ્રાર્થિત અને મનોગત સંકલ્પ ઉત્પન્ન થયો હતો કે-જ્યારથી આરંભીને આપણો આ બાળક કુખને વિષે ગર્ભપણે ઉત્પન્ન થયો છે ત્યારથી

વિધમાન આરંભીને આપણે હિરણ્યથી વૃદ્ધિ પામીએ છીએ, સુવર્ણથી, ધનથી, ધાન્યથી, રાજ્યથી, યાવત્ વિદ્યમાન એવા પ્રધાન દ્રવ્યથી, માનસિક સંતોષથી, અને સ્વજનોએ કરેલા સત્કારથી અતિશય અતિશય વૃદ્ધિ પામીએ છીએ વળી સીમાડાના રાજાઓ વશ થયા છે ॥૧૦૬॥

તેથી જ્યારે આપણા આ બાળકનો જન્મ થશે ત્યારે આપણે આ બાળકનું આ ધન વિગેરેની વૃદ્ધિને અનુરૂપ ગુણોથી આવેલું, અને તેથી જ બાળકના ગુણોથી ઉત્પન્ન થયેલું એવુ 'વર્ધમાન' એ પ્રમાણે નામ પાડશું. તે અમોને પહેલાં ઉત્પન્ન થયેલ મનોરથની સંપત્તિ આજે સફળ થઈ છે, તેથી અમારો આ કુમાર નામ વડે 'વર્ધમાન' હો, એટલે, અમારા આ પુત્રનું નામ 'વર્ધમાન' પાડીએ છીએ ॥૧૦૭॥

શ્રમણ ભગવાન્ મહાવીર કાશ્યપગોત્રના હતા, તેમના ત્રણ નામ આ પ્રમાણે પ્રસિદ્ધ થયાં છે, તે આવી રીતે માતા પિતા સબંધી એટલે માતા પિતાએ પાડેલુ 'વર્ધમાન' એ પ્રમાણે પ્રથમ નામ? રાગ-દ્વેષ રહિતપણાનો જે સહજગુણ, તે સહજગુણપણે તપસ્યા કરવાની શક્તિયુક્ત હોવાથી પ્રભુનુ બીજું નામ 'શ્રમણ' પડ્યું. વીજળી પડવી વિગેરે આકસ્મિક બનાવોથી થતો જે ડર તે ભય કહેવાય, અને સિંહાદિથી થતો જે ડર તે ભૈરવ કહેવાય, તે ભય-ભૈરવોથી પણ પ્રભુ ચલાયમાન થયા નહિ, ભૂખ તરસ વિગેરે બાવીશ પ્રકારના પરીષહો, અને દેવતા સબંધી વિગેરે ચાર પ્રકારના ઉપસર્ગો અથવા ભેદ સહિત ગણીએ તો સોળ પ્રકારના ઉપસર્ગો, તે પરીષહો અને ઉપસર્ગોને ક્ષમાપૂર્વક સહન કરનારા એટલે અસમર્થપણે નહિ, પણ ક્ષોભરહિતપણે સહન કરનારા, ભદ્રાદિ પ્રતિમાઓને અથવા એકરાત્રિકી પ્રમુખ અભિગ્રહોને પાળનારા, ત્રણ જ્ઞાન વડે શોભતા હોવાથી ધીમાન્ એટલે જ્ઞાનવાળા, અરતિ અને રતિને સહન કરનારા, એટલે સુખમાં

હર્ષ અને દુઃખ પડતા ખેદ નહિ કરનારા, દ્રવ્ય એટલે ગુણોના ભાજનરૂપ, અથવા વૃદ્ધાચાર્યોના મત મુજબ રાગદ્વેષરહિત. પરાક્રમ યુક્ત, અર્થાત્ પોતાને મોક્ષગમનનો નિશ્ચય હોવા છતા પણ તપસ્યાદિમાં પ્રવૃત્તિ કરવાથી પરાક્રમશાલી, પ્રભુ આવા પ્રકારના વીરતાના અસાધારણ ગુણોએ કરીને યુક્ત હતા તેથી દેવોએ તેમનુ 'શ્રમણ ભગવાન્ મહાવીર' એ પ્રમાણે ત્રીજુ નામ પાડ્યુ ॥૧૦૮॥

દેવોએ પ્રભુનુ નામ વીર કેવી રીતે પાડ્યુ ? તે સબંધમા આ પ્રમાણે સંપ્રદાય છે-

દેવો અસુરો અને નરેશ્વરોએ કર્યો છે જન્મોત્સવ જેમનો એવા પ્રભુ દાસ-દાસીઓ વડે પરિવરેલા અને સેવકો વડે સેવાતા બીજના ચંદ્રમા પેઠે તથા કલ્પવૃક્ષના અંકુરા પેઠે દિવસે દિવસે વધવા લાગ્યા. પ્રભુ બાળક હતા તે સમયે પણ મહાન્ તેજસ્વી, ચંદ્રમા સરખા મનોહર મુખવાળા, સુંદર નેત્રવાળા, ભ્રમર સમાન શ્યામ કેશવાળા પરવાળા, જેવા લાલ હોઠવાળા, હાથીની ગતિ જેવી મનોહર ગતિવાળા, કમળ જેવા

કોમળ હાથવાળા [illegible]